# કુમુદસુંદરી.

## પ્રકરણ ૧ લું.

### પિતા અને પુત્રી.

**यस्यास्ति वित्तं स नरः कुलीनः**
**स पण्डितः स श्रुतिमान् गुणज्ञः ।**
**स एव वक्ता स च दर्शनीयः**
**सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ॥**

જે પાસ છે ધન મનુષ્યજ કુળવાળો,
વિદ્વાનને ગુણિ વળી શ્રુતિમાન સારો;
વક્તા ગણાય વળી રૂપવતો મનાય,
સર્વે ગુણો કાનચનમાં સમાય.



ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામેલ વિશાળ વલ્લભીપુર નામથી વાચકવૃન્દ ભાગ્યેજ અજાણ હશે. આ શહેરથી કેટલાક કોસ દુર સ્વચ્છ, શિતળ, અને અગાધ જળથી ભરેલ મોતીસરોવર નામના વિશાળ જળાશયની વચ્ચોવચ્ચની ઉંચી ટેકરીપર આવેલા રસિકદુર્ગ નામથી ઓળખાતા કિલ્લા તરફ નજર રાખી આ વાર્તા વાંચવા સર્વને વિનંતી કરવામાં આવેછે.

મોતી સરોવરમાં આવી રહેલી ઘણી ટેકરીઓમાં ઉંચામાં ઉંચી ટેકરીપર આ કીલ્લો આવેલો હોવાથી, આગળ પાછળ સરોવરના અગાધ જળના ફરી વળવાથી અને જમીન માર્ગે કિલ્લામાં પ્રવેશ કરવાને ડુંગરોમાંથી ફક્ત એકજ માર્ગ હોવાથી સંકટ સમયે શત્રુ સ્હામે બાથ ભીડવાને માટે આ દુર્ગ અતિ ઉત્તમ સ્થળ હતું એમ જણાવવાની ખાસ જરૂર નથી.

વસન્ત ઋતુ બેસી ગઇ હતી, સ્હાંજના પાંચેક વાગવાનો સમય થયો હતો. રસિકદુર્ગના આગલા બાગના વિસ્તિર્ણ ઉદ્યાનમાં રંગ બેરંગી ફુલો ખીલી રહ્યાં હતાં અને તેને સ્પર્શ કરી વહન કરતા સમિરના પ્રભાવે આખા દુર્ગમાં સુવાસ પ્રસરી રહ્યો હતો.

બાગના મધ્ય ભાગમાં ઉડતો જલયંત્ર (ફુવારો) શીતળ જળની અસંખ્ય ધારાઓ આકાશમાં ફેંકી રહ્યો હતો. વસન્તનેજ જીવન માનનારા કોયલાદિ અનેક ખગોના મીઠા કલરવથી બાગ અને તેની આસપાસનું વન જાણે ગાજી રહ્યું હતું.

સતત્ પ્રેમરસના ભોગી ભ્રમરો, સાંયકાળ થવાથી હવે સંકોચાતા પ્રફુલ્લ પંકજનો વિશેષ વિશેષ લાભ લેવા ગુંજારવ કરી રહ્યા હતા.

મલયાચલનો સુગંધમય સમીર સરોવરની સપાટીને સ્પર્શ કરી શિતળ થઇ કામીઓના કામી હૃદયને વધારે તૃપ્ત કરતો હતો. આમ્ર ફળના ભારે કરીને લચી ગએલા આંબાઓ વાયુ વેગથી ગતિ પામી આવકાર આપવાને માટે જાણે નમન કરતા હોય તેમ જણાતા ગંભીરપણે ઝુલતા હતા.

આ સમયે રસિકદુર્ગની પાછલી બાજુના એક ન્હાના, સ્વચ્છ, અને મનોહર ઓરડાની બારી ઉપર એક હાથ મુકી, બીજો હાથ કમળની કાન્તીને પણ ઝાંખો પાડી દેનાર પોતાના કપોલ ભાગપર મુકી, ઘડીમાં સરોવરની સપાટીપર નજર નાંખતી, ઘડિમાં પોતાની બ્હારીથી સન્મુખ સરોવરને સ્હામે પાર આવી રહેલા મણીપુર નામના ન્હાના ગામપર મીઠી દ્રષ્ટી ફેંકતી, ઘડિમાં દીર્ઘ નિઃશ્વાસ નાંખતી, ઘડિમાં હાથના ચાળાઓથી હજારો તર્ક વિતર્ક કરતી, કામ મદિરમાં પ્રવેશ કરવા યોગ્ય યુવાવસ્થાને પ્રાપ્ત કરતી ચૌદેકવરસની અનુપમ લાવણ્યવતિ સુંદરી ઉભી ઉભી વિચારસાગરમાં એટલી બધી તલ્લીન થઇ ગઇ હતી કે જે ઓરડામાં તે હતી તે ઓરડાનું દ્વાર ઉઘાડી તેમાં પ્રવેશી ધીમા પગલે પોતાની તરફજ આવતા એક વૃદ્ધ પુરૂષનાં પગલાંનો અવાજ પણ ત્હેની શ્રવણેન્દ્રિય ઉપર પડવા પામ્યો નહિ.

આ વૃદ્ધ પુરૂષની વય લગભગ એંસી વર્ષની હતી. વૃદ્ધાવસ્થાને લીધે ચાલતી વખતે તેને એક લાકડીની જરૂર રહેતી હતી. તેનો ચ્હેરો ઘણો શોકમય હતો.

આ વૃદ્ધ પુરૂષનું નામ રસિકચંદ્ર હતું.

પૂર્વકથિત રસિકદુર્ગનો વર્તમાન ભોકતા અને માલિક આ વૃદ્ધ પુરૂષજ હતો. વાતાયને વિચારમગ્ન ઉભેલી યુવતિ તેની એકની એક પુત્રી હતી. સંસારમાં પ્રવેશતાંજ આ યુવતિએ પોતાની માતાનું સુખ ખોયું હતું, અર્થાત્ પ્રસૂતિ કાલેજ પોતાની પ્રસવ પામેલી પુત્રીને પોતાના પ્રિયતમને સોંપી રસિકચંદ્રની રસિકા આ ક્ષણભંગુર દેહને પરિત્યાગી સ્વર્ગમાં સીધાવી હતી.

કુમુદસુંદરી—ઉપર કહ્યા પ્રમાણે માતાનું તો ન સુખ કે મુખ પણ જોવા પામી હતી. માતાના સ્વર્ગ ગમનથી તે પોતાની એક કાકીની સંભાળ નીચે ઉછરી હતી અને કાકીએ ઉચ્ચ કુટુમ્બને છાજતા યોગ્ય સદ્‌ગુણનો અને ઉચ્ચ કેળવણીનો પોતાની કુમળી ભત્રીજીના કોમળ હૃદયમાં વાસ કરાવ્યો હતો. કુમુદસુંદરી મદનનો આશ્રય લેવા યોગ્ય લગભગ થઇ અને દૈવેચ્છાથી તેજ કાળે તેની કાકી પણ આ અસાર સંસારપર અભાવ કરી ચાલી ગઈ અને કુમુદસુંદરી હવે વૃદ્ધ પિતાની જ સંભાળ નીચે આ વિશાળ અને એકાન્તમાં આવેલા રસિકદુર્ગમાં એકલી પડી ગઇ.

વિચારમાં નીમગ્ન ઉભેલી કુમુદસુંદરીના કોમળ ખભાપર તેના વૃદ્ધ પિતાનો હાથ અડકતાં તે ચમકી, તેણે એકદમ પાછું જોયું અને બોલી કોણ પિતાજી—! ! હાય.! મ્હારૂં તો કાળજું ધડકી ગયું.

બ્હેન એવા શા વિચારમાં પડી ગઇછું કે મ્હારા અંદર આવવાનું પણ ત્હને ભાન ન રહ્યું ? ? એટલું બધું શું છે ? ? ?

હું વિચારમાં નિમગ્ન હતી ! ! નહીં નહીં પીતાજી હું તો રહેજ જ બોલતાં બોલતાં કુમળી કન્યાના મનોહર અને મુગ્ધ વદનપર શેરડા પડી ગયા.

હા બ્હેન હા. તું કંઇ ઉંડા વિચારમાંજ હતી. બોલતાં બોલતાં તેના વૃદ્ધ પિતાએ પાસે પડેલી એક મુખમલ જડિત ખુરશીપર આસન લીધું. તેની સ્હામે અન્ય તેવીજ ખુરશીપર તે સુંદરી પણ બેઠી, વૃધ્ધે વાક્ય ચાલુજ રાખ્યું:—

બ્હેન તું વિચારવમળમાંજ ગુંથાઇ હતી અને તેમ થાય એ સ્વાભાવિક જ છે તે હું સમજું છું.

વિદ્યુત્ પ્રહાર પડયો હોય તેમ આ શબ્દ સાંભળતાંજ તે ચમકી, અને સ્થિર હૃદયે ત્હેણે પોતાના પિતાના મુખનું અવલોકન કર્યું અને બીજી ક્ષણે ત્હેણે પોતાની મુખમુદ્રા શાન્ત કરી.

બ્હેન કુમુદ તું શા વિચારમાં નિમગ્ન હોઇશ તે હું સારી પેઠે સમજુંછું આ માત્ર પાણી ને પર્વતોથીજ વીંટાયલા એકાન્ત સ્થળમાં રહેવું હવે ત્હને ગમતું નહિ હોય કારણ કે અત્રેથી થોડે થોડે દૂર વસતા આપણા મિત્રો ભાગ્યેજ અહીં આવેછે., વલ્લભીપુરમાં વસી સમવયસ્ક સાહેલીઓ સાથે રમવા અને વૈભવ માણવાની ત્હારા યુવાન હૃદયમાં ઇચ્છા વારંવાર થતી હશે તે હું જાણુંછું; તેમ તું યોગ્ય વયે પહોંચીછુ તેથી ત્હને યોગ્ય સ્થાને જોડી ત્હારી ઇચ્છા પૂર્ણ કરવાના વિચારો પણ વારંવાર થાય છે.

પિતાજી, આપ ! શું કહોછો ? ? મ્હને તો આપ કહોછો તેવો વિચાર પણ સ્ફુર્યો નહોતો—હુંતો— ! ! !

" બ્હેન ત્હને વખતે એ વિચાર નહિ આવ્યો હોય પરંતુ મ્હારે તો મ્હારી ફરજ હવે બજાવવી જ જોઇએ ને. !

પિતાજી ! ! ત્યારે વૃદ્ધ વયે પોતાના પિતાને એકાન્ત સ્થળમાં મૂકી ન જતાં ત્હેની પાસે જ રહેવાની પુત્રીની શું ફરજ નથી ? !

ત્હારા એ સદ્‌વિચાર માટે હું ત્હને ધન્યવાદ આપુંછું અને તેટલાજ માટે ત્હને બહુ દુર કંઇ ન જોડતાં આટલામાંજ ત્હારે માટે વિચારવાને હું ધારૂંછું. એમ થાય તો મ્હારી વૃદ્ધાવસ્થામાં યોગ્ય વખતે તું મ્હને યોગ્ય મદદ આપી શકે.

" હશે ભારની વાત ત્યારે છે, " કહી કુમુદસુંદરીએ વાત બદલવા માંડી પણ ત્હેના વૃદ્ધ પિતાએ કહ્યું બ્હેન સાંભળ મારે તને કાંઈ કહેવું છે. આ જગતમાં નામ તેનો નાશ છે-જન્મ્યું તે જવાનું છે- ખીલ્યું તે કરમાવાનુ છે, ઉગ્યું તે આથમવાનુ છે, આ દેહનો હવે ભરૂંસો રાખવા યોગ્ય નથી અને તેથી મારે તને જણાવવું જ જોઇએ. તારા ભવિષ્ય જીવનના સંબંધમાં કંઇક ખુલાસો મારે કરવાની જરૂર છે.

બ્હેન ! મ્હારી તું એકની એક પુત્રીથી આ અવસ્થાએ પહોંચતાં હવે હું તારાથી કાંઈ છાનું રાખવા નથી માગતો.

બ્હેન એક ચિત્તથી સાંભળ આ કંગાલ અને ગરીબ પિતાની વિનંતી ધ્યાનમાં લે ! ! !

ગરીબ ! ! ! વ્હાલા પિતાજી ત્હમે કંગાલ—ગરીબ ! ! ! આ શું બોલોછો ! ! ! કેવળ અસંભવિત ! ! શું—આ વિશાળ ભવનના ત્હમે માલિક નથી !

હા ! હા ! હાલમાં હું ણુ પણ બ્હેન—

હાં હાં હું સમજી તમે એમ કહેવા માગતા હશો કે ત્હમારા પછી તે મ્હને મળશે નહિ—પણ તે કોઈ બીજાના તાબામાં જશે. એમ થશે તોપણ ભલે પણ—આવેશમાં આવેલી કુમુદસુંદરી પણ શબ્દ બોલતાં ગુંચવાઇ ગઇ અને તેનો પિતા વાકય પુરૂં કરવા કુમુદસુંદરીને સુચવતાં બોલ્યો—પણ—પણ—શું બ્હેન કુમુદસુંદરી. પણ સ્વાર્થથીજ અંધ બની પ્રેમ ગ્રામથી ઉપજતી—સુખ સીમા ઉપર જે દ્દષ્ટી રાખી મ્હારૂં હૃદય જ્યાં સ્થીર થશે નહિ એવા પતિ સાથે સદાને માટે હું જોડાવા માગતી નથી વ્હાલા પિતાજી. કુમુદસુંદરીએ યૌવન છટામાંજ વાકય પુરૂં કર્યું.

બ્હેન ત્હારૂં ધારવું તદ્દન ભુલભરેલું છે. મ્હારા મરણ પછી આ સ્થાનનો માલિક, ત્હારા શીવાય અન્ય થવાનો નથી. ત્યારે શું કામ તમે આટલી બધી ચીન્તામાં પડયા છો ! શું કામ મને એકદમ પરણાવી દેવા માગોછો ?

બ્હેન મેં તને ના કહ્યું કે તું ધારેછે તેટલો હું શ્રીમંત નથી—બ્હેન હજી તું સમજતી નથી—મ્હારે તને ખુલ્લું કરીને કહેવું પડશે ? —

સાંભળ—

વ્હાલા પિતાજી ત્હમારી મરજી વિરૂદ્ધ ત્હમારી ખાનગી વાત મ્હારે જરાપણ સાંભળવી નથી—ત્હમારૂં અંતઃકરણ દુઃખાવી હું ત્હમારી ખાનગી વાત સાંભળી ખુશી થવા માગતી નથી—

શાન્ત થા બ્હેન શાન્ત થા—સર્વ હકીકત ત્હને કહી દેવાનો આ યોગ્યજ વખત છે તો ધીરેથી વચમાં બોલ્યા વગર એક ચીત્તે મ્હારો વૃતાન્ત શ્રવણ કર.

ત્હને ખબર હશે કે આપણા કુટુંમ્બના ચાલતા આવેલા રીવાજ માફક હું આપણા દુરના સગા અને હાલના રાજા શિલાદીત્યને એક દેવ તુલ્ય ગણું. આજથી લગભગ વીસ વરસની વાત ઉપર શિલાદિત્યને ગાદી પરથી ઉઠાડી મુકવાને માટે એક ભયંકર કાવતરૂં રચાયું હતું અને તેમાં મુખ્ય ભાગ આપણા એક સગા અને આ ભવનના પ્રથમના માલીક, કેશવચંદ્રે લીધો હતો. પ્રભુ ઇચ્છાથી શરૂઆતમાં કેશવચંદ્રના પાસા વજા પડયા, અને શિલાદિત્યને, મ્હારે અને બીજા ઘણાઓને પાંચ સાત વર્ષોસુધી ત્યાં વનવાસ ભોગવવાં પડયાં હતાં.

અને તે વખતે-અરે એવા અણીના વખતે ઉદયસીંહને આપણે ત્યાં વારંવાર આવેછે તેના પીતા જયસીંહે મ્હને મીત્ર તરીકે તનની-મનની અને ધનની કીમતી મદદ કરી હતી.

પિતાજી ! શું જયસીંહે- ? ? વરસ દીવસ પર મરણ પામેલા જયસીંહે ?—આપણી પડોશમાં આવેલા જયગઢના માલેક અને રાજા શિલાદિત્યના પીતરાઈ જયસીંહે ? ?—

હા બ્હેન તેજ જયસીંહે અને તેથી તેનો અને તેની મીલકતના હાલમાં માલિક થએલા તેના પુત્ર ઉદયસીંહનો હું દેવાદાર છું-

અને તેટલાજ માટે પિતાજી તમે વારંવાર જયસીંહના મુર્ખ, અભિમાની અને છેલબટાઉ ઉદયસીંહને માનની નજરથી જોવાની ને પુર્ણ પ્રેમ ભર્યો આવકાર આપવાની મ્હને સલાહ આપતા હશો નહી વારૂ ?

છાની રહે બ્હેન છાની રહે આમ વળ કવળનું વગર સમજે શું બોલવા મંડી પડેછે. વિચાર તો કર કે તું કોને માટે, અને શું બોલેછે.

પિતાજી આપની ઇચ્છા પ્રમાણે હું વૃદ્ધ જયસીંહને એક પિતા જેટલું માન નહોતી આપતી ?

બ્હેન તું એક આજ્ઞાંકિત પુત્રીછું અને છેવટ સુધી તું એવીજ રહીશ-એમ હું આશા રાખુંછું. બ્હેન તને કહ્યું તેમ હું તેમનો દેવાદાર છું તેમની પાસેથી લીધેલાં નાણાં ઉપર વ્યાજ અને તેનું વ્યાજ ચઢવાથી દેવામાં હું ડુબી ગયો છું કુમુદ ત્હારાથી હવે પડદો શું કામ રાખું મારે તને કહેવું જોઇએ કે આ વિશાળ ભવન, બાગ બગીચા, સર્વ તેમને ઘેર ધરેણે છે અને-બોલતાં બોલતાં રસિકચંદ્રની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

શાન્ત થાઓ પિતાજી શાન્ત થાઓ આમ ગભરાયે શું વળવાનું છે ગળગળી થઇ જતાં કુમુદસુંદરીએ કહ્યું. જયસીંહના મરણથી ઉદયસીંહ શું તેના પિતાનું માગતું વસુલ કરવાને તમારી પાસે વારંવાર ઉઘરાણી કરે છે?

ના બ્હેન ના. ઉદયસીંહ તો એક સભ્ય માણસ છે તે એમ કહે જ નહિ.

પિતાજી તમે એવા એક છેલબટાઉ મુર્ખ મદાંધ માણસને સભ્ય માણસ કહોછો એ સાંભળી હું અજાયબ થાઉછું. એક પૈસા શીવાય તેની પાસે તમે શું સારૂં દેખોછો ? બ્હેન **सर्वे गुणाः काञ्चन माश्रयन्ते** એ કહેવત શું તારી જાણ બ્હાર છે. ?

પિતાજી-વ્હાલા પિતાજી ! શું પૈસાને જ તમે સુખ માનો છો ! વીચારમાં પડી ગએલા પોતાના પિતાના મુખ સ્હામું જોઇ કુમુદસુંદરીએ પ્રશ્ન કર્યો, જો કે સાંયકાળ થઇ જવાથી પોતાના પીતાના મુખપર થતા મનોભાવ તો તે જોઇ શકી નહી.

અરે ! સરોવરપર દીવો શાનો ? ? ચમકી વૃદ્ધ હરિશ્ચંદ્ર એકાએક બોલી ઉઠયો,

દીવો ! બોલતાં કુમુદસુંદરીએ ખુરશીપરથી સફાળો ઉઠી ને બારી-માંથી સરોવરપર દૃષ્ટી કરી.

હા. હા. દીવો ! જો તું દેખતી નથી ?

પેલો રહ્યો હા હા પિતાજી દીવો છે–

હાં હવે મ્હારી ખાતરી થઇ !

શાની ખાત્રી પીતાજી !

મ્હેં વારંવાર તે દીવો સરોવરપર જોયો છે અત્યાર સુધી મારા મનમાં હતું કે, મ્હને ભ્રાન્તી થતી હશે પણ હવે મ્હને ખાતરી થઇ કે તે ભ્રાન્તી નહિ પણ ખરીજ વાત હતી.

પિતાજી હવે જુવો જુવો દિવો અદૃષ્ય થાયછે પણ તમે હમણાં ભ્રાન્તી વિગેરે શું શબ્દો બોલ્યા હતા ?

બ્હેન મોતીસરોવરની ભુતાવળની વાતો ત્હેં કદાપિ સાંભળી નહીં હોય ! દીવાનો ચમત્કાર મ્હેં બે ત્રણ વખત જોયો છે અને હમેશાં આ-જની માફક તે દેખાઇ અદૃશ્ય થય જાયછે મ્હને ખાત્રીછે કે કોઇ લોભી માણસ મ્હારી માફકજ ખોવાએલી સંગ્રહ પેટી હાથ કરવાના લોભ-માં વહાણમાં બેશી સરોવરમાં જાળ નાંખવા નીકળેલો છે.

પિતાજી શું તમે આ સરોવરને જાળ નાંખી શોધાવ્યું હતું ? કોની સંગ્રહ પેટી હાથ કરવાને ? વળી સંગ્રહ પેટી શાની ? ?

કૃપા કરીને મ્હને સમજાવો આ વાતમાં મ્હને ઉંડો ભેદ માલમ પડેછે.

હું આ ભવનમાં પ્રથમ રહેવા આવ્યો ત્યારે મ્હેં આખું સરોવર જાળ નાંખીને શોધાવ્યું હતું અને તેમ કરવાનું એક કારણ હતું તે કારણ સંગ્રહ પેટી હાથ કરવાનું જ હતું બીજુ કાંઇ નહિ.

પણ પિતાજી સંગ્રહ પેટી શાની ! કોની ? વાત તો કરો.

ધીરી પડ બ્હેન ધીરી પડ હું સર્વ વાત કહુંછું મ્હેં તને કહ્યુંછે કે જ્યારે, શિલાદિત્ય વિગેરેને પાંચ સાત વરસ વનવાસ ભોગવવો પડ્યો હતો.

'હા' પણ તેને અને સંગ્રહ પેટીને. શું !

શાન્ત થા બ્હેન ઉતાવળી શું કામ થાયછે? આ જગતમાં પ્રભુ કો-ઇનો અન્યાય સાંખતો નથી. અન્ય મદદ મેળવી શિલાદિત્યે થોડા વરસ-માં પોતાનું રાજ્ય પોતાના કબજામાં ફરીથી લીધું. ત્યારબાદ જે લોકો પો-તાના સ્હામા થયા હતા ત્હેમની મીલકત જપ્ત કરી લઇ તેમને રાજદ્રોહને માટે શાસન આપવાના જાહેરનામા કાઢ્યા. તેમાં કેશવચંદ્રનું નામ પ્રથમ મુકવામાં આવ્યું.

પિતાજી ત્હમેતો આ બાબતની કેશવચંદ્રને તુરત ખબર આપી હશે નહિ વારુ ? આતુર કુમુદસુંદરીએ પુછ્યું.

હા બ્હેન તુરતજ મ્હેં ત્હેને ભવિષ્યના ભયથી ચેતાવ્યો. અને તુ-રતજ તેણે પોતાના રાજાના ગુસ્સાની સ્હામે બચાવ કરવાના સાધનો એ-કઠાં કરવા માંડ્યાં. પ્રથમ તેણે આ કિલ્લો સમરાવ્યો અને પોતાના ગા-મતા લોકોનો અવેજ એકઠો કરી એક લોઢાની મજબુત પેટીમાં મુક્યો. લગભગ દસ લાખ રૂપીઆનું સુવર્ણ ત્હેણે એકઠું કરી તે સંગ્રહપેટીમાં નાખ્યું પોતાના બચાવમાં તે આટલું કરી રહ્યો નહી એટલામાં રાજાના જુના જાસુસોની એક ઘોડેસ્વારની ટોળીએ એક દિવસે રાજાના હુકમથી આ તેના કિલ્લાપર હલ્લો કર્યો. પોતાની અને પોતાના નોકરોની શક્ત ચાતુરીએ સારી રીતે તેણે સાંજ પડતા સુધી આ હલ્લાને હઠાવ્યો. પરંતુ સાયંકાળ વખતે તેના ઘણા માણસો કપાઇ મરવાથી તેના જોરમાં ઘટાડો થઇ ગયો. પોતાની પત્નીને તથા પોતાના બે વર્ષના બાળક કુસુમશરને તેણે પોતાના સાળાને સોંપ્યાં અને તેમનેજ પેલી દસ લાખ રૂપીઆના સુવર્ણથી ભરેલી સંગ્રહ પેટી સોંપી, જેમ બને તેમ કીલ્લાની પાછલી બાજુએથી વહાણમાં બેથી સરોવરના સ્હામા કીનારાપર આવેલા મણી-પુરમાં પોંચી રાતોરાત ત્યાંથી જ્યાં જવાય ત્યાં નાશી જવા સુચવ્યું; તેની પતીવ્રતા સ્ત્રીએ તેમ કરવાનું ના પાડતાં છેવટે પોતાનો બાળ પુત્ર કુસુમશર મોટો થતાં પોતાનું વેર લેશે એમ કહી સમજાવી આજીજી કરી તેણે તેને વિદાય કરી. પરંતુ ઇશ્વરેચ્છા બળવાનછે રાજાઓના જાસુસોએ કીલ્લો હાથ કર્યો અને પોતાનાજ પ્રીય સ્થાનનું રક્ષણ કરતાં કેશવચંદ્ર મરાયો. રાત્રી પડી જતાં સર્વ સ્થળે અંધકાર પ્રસરી રહ્યા અને અંધ-

કારનો લાભ લઇ કેશવચંદ્રનો સાળો પોતાની બ્હેન, ભાણેજ, તથા બે ચાકરોને લઇ તૈયાર રાખેલા નાવડામાં પેલી સંગ્રહ પેટી સાથે સામે કીનારે આવેલા મણીપુર ગામમાં જલદી પહોંચી જવા નીકળ્યો.

સરોવરનાં મધ્ય ભાગે પહોંચતાંજ તેમની સાથે એક સામેથી આવતી બીજી નૌકા અથડાઇ, ને કેશવચંદની સુશીલા સ્ત્રીના બાળકની ભારી ચીસ પડાઇ ગઇ—ઝાવરું 'પકડાઇ' ગયું અને કીલ્લામાં અધુરી રહેલી લડાઇ પાણીમાં પુરી થઇ. મારામારીમાં કેશવચંદની સ્ત્રીવાળી નૌકા ઉંધી વળી ગઇ અને પ્રભુ જાણે બીજાનું તો શુંએ થયું હશે પણ ફક્ત કેશવચંદની સ્ત્રીનું શબ સવારના પ્હોરમાં તણાઇ કીનારે આવેલું દ્રષ્ટીગોચર થયું. કેશવચંદ્રનો સાળો, કુંવર, અને કીમતી સંગ્રહપેટી અદ્રષ્ય થયાં.

રાજા શિલાદિત્યની આજ્ઞાથી આ કિલ્લો ત્હેની તમામ મીલકત સાથે મ્હને મળ્યો અને મ્હેં તેનું નામ રસિકદુર્ગ પાડયું જેમતેમ કરી ઉગ્ર સિંહના પંજામાંથી છુટવાને, અરે ઋણમુક્ત થવાને મ્હેં પેલી સંગ્રહપેટી ખોળી કાઢવાને આખા સરોવરનું મંથન કર્યું પણ ફોગટ. આ વાત બ્હાર પડતાં સંગ્રહપેટી મેળવવાની આશાએ કંઇ કંઇ મનુષ્યોએ આવી આપણી સામેના મણીપુરમાં વાસ કર્યો. લાખો જણાએ નાનાં વહાણો ખરીદ કરી દીવસોને રાતો જાળો નાંખી નાંખી સંગ્રહપેટી કાઢવાને માટે ફુગાવી છે. હમણાં જ મ્હને ખબર પડીછે કે વધારામાં એક ખુબસુરત યુવાન પરદેશીએ ખોવાએલો ખજાનો પોતાને હાથ કરવા માટે મણીપુરમાં એક નાનું મકાન ભાડે રાખ્યું છે ને પોતાનું નામ અમર કરવાના ઇરાદાથી તેને વિલાસભવન નામ આપ્યું છે.

વાત કરતાં કરતાંમાંજ ઓચીંતો ચંદ્રનો પ્રકાશ થયો અને પિતા પુત્રીએ એક સુંદર યુવકને નાની હોડીમાં પોતાના કીલ્લાની સમીપજ જોયો.

જો જો કુમુદસુંદરી પેલો એજ યુવક જેનું નામ વિલાસી છે જેને માટે હમણાંજ મ્હેં તને વાત કરી ને; ગરીબ બિચારો એને ક્યાં ખબર છે કે જે ખજાનાને માટે તે શોધ કરેછે તે માટે હું પણ મથ્યો હતો પણ ફોગટ.

જો જો બ્હેન વાદળામાંથી ઓચીંતો ચંદ્રનો પ્રકાશ પડવાથી પોતે ખજાનાની શોધ કરતો પકડાઇ જવાથી તે યુવક એકદમ પોતાની હોડી હંકારી, સામેપાર જવા લાગ્યો—અરે ના ના જો વળીને આપણા સામું જુવે છે અને ઓહો ! બેધડક આપણને નમસ્કાર કરેછે. શું એની હું

ગત અને અઙગતા.

પિતા પુત્રી આમ વાતમાં ગુંથાયાં હતાં એટલામાં એક ચાકરે ત્યાં આવી વિનંતી કરી કે જમવાનો સમય થયોછે માટે પધારો.

ચાલો કહી પિતા પુત્રી ભોજનગૃહ તરફ વળ્યાં.

## પ્રકરણ ૨ જું.

### પ્રિયતમ અને પ્રિયા.

I want ( who does not want ! ) a wife,
Affectionate and fair,
To solace all the woes of life,
And all its joys to share;
Ot temper sweet, of yielding will,
Of firm yet placid mind,
With all my faults to love me still,
With sentiment refined.

Jone Quircy Adams

The wants of Man.

જરૂર છે મ્હારે પત્નીની, ( એની જરૂર નથી કોને ? )
પ્રિત ભરેલી વળી રૂપાળી; ( ચંદ્ર સમાનજ મ્હોંને )—
મમ દુ:ખમાં ધીરજ દેનારી; સુખમાં સમ ભાગિની;
શાન્ત સ્વભાવ રૂડો ધરનારી આજ્ઞાંકિત વૃત્તિની;
કોમળ સાથે સુ દૃઢ મનની ( પ્રકૃતિથી જે રહેશે )
ચ્હાનારી અવગુણથી ભરેલો હઉં હું ઘણાયે તોયે.



ગત પ્રકરણમાં વર્ણવેલ બીના બની તેને બીજે દીવસે નમતા પ્હોરના લગભગ ત્રણેક વાગ્યાના શુમારમાં ઉપરના પ્રકરણમાં વારંવાર આવી ગએલ મણીપુરના કિનારાપરથી એક બાવીશેક વર્ષના ખુબસુરત યુવકે પોતાની નાની પણ સુશોભિત નૌકાને નૃસિંહદુર્ગ તરફ હલેસાંથી ધીમે ધીમે હંકારવા માંડી

અનુપમ નૌકા મંદ પવનથી ધીમે ધીમે ડોલતી તેમાં બેઠેલા મન-મોહક યુવક સાથે મોતીસરોવરની સ્વચ્છ અને રૂપાના પતરા જેવી સપાટીપર તરવા મંડી, અને પ્રત્યક હલેસાથી મણીપુરને પાછળ મુકી રસિકદુર્ગ તરફ ત્વરાથી ગતિ કરવા મંડી,

અંદર બેઠેલા યુવકનો પોશાક જો કે મધ્યમ વર્ગને છાજતો હતો તોપણ તે તેને બંદોબસ્તો તેમજ સ્વચ્છ હોવાથી તેની ખુબસુરતીમાં વધારો કરતો હતો, તેની કાળી ભ્રમર જેવી જરા લાંગી ચોટલી ટોપીની બહાર નીકળી ગુંછળાકારે તેના બન્ને ખભાને સુશોભિત કરતી હતી, તેના હોઠપર ઉગેલી જરા નાની પણ વાંકડી અને ફાંકડી કાળી મુછો તેના મુખમાંથી મંદ હાસ્ય વખતે દેખાતી સફેદ દુધ જેવા દાંતની પંકિત સાથે સ્પર્ધા કરતી સ્પષ્ટ દેખાતી હતી, વાંચનારને જણાવાની જરૂર નથી કે આ નૌકામાં બેઠેલો ખુબસુરત બીજો કોઇ નહિ પણ ગતપ્રકરણમાં વૃદ્ધ રસિકચંદ્રે વર્ણવેલો મણીપુરમાં ચાર પાંચ માસથીજ આવી વસેલો વિલાસી જ હતો.

સરોવરની મધ્ય ભાગમાં નૌકાએ પહોચતાંજ તેણે રસિકદુર્ગનો નહિ પણ અન્ય માર્ગ પકડયો અને છેવટે રસિકભવનના ડાબા હાથના ઝાડોની ઘટાથી ઘીચ બનેલા નંદનવન જેવા કીનારે વિલાસી ઉતરી પડયો અને નૌકાને એક ખીલા સાથે બાંધી તુરતજ ઝાડોની ઘટામાં અદૃષ્ય થયો.

સંશય અને આશા ભર્યા હૃદયે તેણે અમુક જગા તરફ જ જવા માંડયું અને નિમેલે સ્થળે એક ખુબસુરત યુવતિને ઉભેલી જોઇ તેના પગને ત્વરિત ગતિનું ભાન થયું થોડીજ વારમાં જેને મળવાને તે આવ્યો હતો તે પ્રિયતમાના સમીપ તે આવી ઉભો રહ્યો અને પ્રેમી હૃદયે પુજ્ય માનેલી, રતિ જેવી પ્રેમ મુર્તીને, પોતાના પ્રેમ—હૃદયમાં રહેલા અનહદ પ્રેમને લીધે પ્રણામ કરવા જતો હતો તેટલામાંજ—હાં—હાં—વિલાસી આ શું ! ! આમ કરવું હવે આપને છાજે ! ? આપની આપની—બોલતાં બોલતાં આપણી વાર્તાની નાયિકા—વૃદ્ધ રસિકચંદ્રની દુહિતા—વિલાસી વિલાસીની વિલાસિની કુમુદસુંદરી અટકી પડી.

“ અર્ધાંગના થવાનું વચન આપ્યા પછી ” —એમ બોલવા તું જતી હતી નહિ વ્હાલી કુમુદ ? કહી વિલાસીએ પોતાની ભવિષ્યમાં થનારી અર્ધાંગનાને હૃદય સાથે હરખથી દબાવી.

હા વ્હાલા વિલાસી પણ હવે મ્હને પોતાને તે આપેલા વચન માટે પસ્તાવો થાયછે કારણ તેથી હું મ્હારા વૃદ્ધ પિતા જેમનો મ્હારા પર અત્યંત વિશ્વાસ છે તેનો દુરૂપયોગ કરૂંછું અચકાતાં અચકાતાં પોતાના પ્રિયતમે કરેલા પ્રેમાલીંગથી મુગ્ધીભાવને ધારેલી શરમાઇ નીચું જોઇ ગએલી અને સ્હેજ ગ્રામાવેશથી ધ્રુજતી કુમુદસુંદરીએ પ્રતિ ઉત્તર વાળ્યો.

પ્રિયે ! વૃદ્ધ પિતા તરફની ત્હારી ફરજને લીધે જો આપેલા વચન માટે ત્હને પસ્તાવો થતો હોય તો તે પાછું ખેંચી લેવાની હું ત્હને મ્હારા અંતઃકરણ પૂર્વક રજા આપું છું. મ્હારો ત્હારા પ્રત્યે શુદ્ધ પ્રેમ છે તો ત્હારા હૃદયની ઇચ્છા વિના મ્હારા પ્રેમમાં તને તલ્લિન બનાવવી એ ખરા પ્રેમીનું ભૂષણ નથી એમ હું સમજું છું.

વિલાસી આપને આ વીચાર નથી આવતો કે પિતાની આજ્ઞાનું ઉલંઘન કરનાર પુત્રી આજ્ઞાંકિત પત્ની શી રીતે થશે ! નમ્ર સ્વરે સ્મિત હાસ્ય સાથે કુમુદસુંદરીએ પ્રશ્ન કર્યો.

ના વ્હાલી ના–ના–લાખ વખત ના. હું સારી પેઠે સમજુ છું કે આ બાબતમાં તું ત્હારા પિતાની આજ્ઞાનું ઉલંઘન મ્હારા પ્રેમથી ઉશ્કેરાઇ કરે છે કે જે પ્રેમ શુદ્ધ-સાચો–અને અમાપ છે.

વ્હાલા વિલાસી ઇશ્વર સાક્ષી રાખી સાચેસાચું કહું છું કે મ્હારો આપના પ્રત્યે આપે વર્ણવ્યો તેવોજ પ્રેમ છે, પણ પ્રાણથી પ્યારા પ્રિયતમ, વ્હાલા વિલાસી વિલાસી આપને કયાં, અરે ! આપને ક્યાં ખબર છે કે—કહેતાં કહેતાં કુમુસુંદરી અટકી પડી.

ત્હારા પિતાની ત્હેં આ બાબતમાં આજ્ઞા લીધી નથી એ બાબત તું મ્હને કહેવા માગે છે નહી વ્હાલી કુમુદ ! પણ પ્રિયા સબુર કર-ધિરજ ધર. યોગ્ય અવસર આવવા દે પ્રેમ પ્રેમનો પંથ શોધી કાઢશે. જળનું સ્થળ અને સ્થળનું જળ કરવા પ્રભુ સમર્થ છે. એ નોધારાના આધારને–હજાર હાથના ધણીને પ્રારબ્ધ પરનું પાંદડું ખશેડી નાંખતાં શું વાર લાગે તેમ છે વ્હાલી. પોતાની પ્રિયતમાને દૃઢ આલીંગન આપતાં વિલાસીયે કહ્યું.

વ્હાલા વિલાસી આપનું તે ધારવું ખોટું છે—મીથ્યા ભ્રમણા છે.

શી બાબતની તું વાત કરે છે પ્રિયે !

ગઇ કાલે સાંજે દીવાનો પ્રથમ પ્રકાશ સરોવર પર દેખાયો ત્યારે હું સારી પેઠે જાણું છું કે આપ આપની નૌકામાં હતા અને દીવાનો પ્રકાશ આપની નૌકામાંથી નીકળતો હતો.

હા વારંવાર સાંજના પણ ત્હારૂ ચંદ્રવદન ગમે તે બ્હાને જોવાને માટે ત્હારા ભવન તરફ મ્હારે નૌકામાં આવવું થાય છે. પ્રિયતમ આપની મ્હારા તરફની એ લાગણી અને પ્રિતિ માટે હું મ્હારા આત્માને ધન્યવાદ આપું છું છતાં રાત્રિના નૌકામાં દિવાની જરૂર—

રાત્રિએ નૌકામાં દીવાની જરૂરજ નહિ? વિલાસીયે આતુરતાથી પ્રશ્ન કર્યો.

કોણ જાણે જેમ આપ કહો તેમ—કુમુદસુંદરી અટકી.

વ્હાલી કુમુદ બોલ બોલ ત્હારા હૃદયમાં કંઈક સંશય છે પ્રિયા ખુલાસાથી હૃદય ખોલ શું છે રસિલી—ગઈ કાલે સાંજના મ્હારા પિતા પણ મ્હારી સાથે બ્હારીએ ઉભા હતા.

ચંદ્રમા ઓચીંતો બ્હાર નીકળ્યો ત્યારે મ્હેં ત્હેમને જોયા હતા અને મ્હેં સપ્રેમ ત્હેમને પ્રણામ પણ કર્યા હતા. પણ હાં હાં હવે હું ત્હારૂં કહેવું સમજ્યો. શું હું કીલ્લાની એટલે બને પાસે આવી ગયો હતો તેથી અથવા તો મ્હારી કાંઈ અયોગ્ય પ્રેમી વર્તણુંકથી ત્હારા પિતાને આપણા પ્રેમની જાણ થઈ ગઈ છે? અધિર થતાં વિલાસીએ પુછ્યું. નાના તેનો તો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નથી નહી તો તે એવું બોલતજ નહી.

તેઓ શું બોલ્યા હતા.?

ત્હેમણે બહુ બહુ વાતો કહી—અને એમણે આપને ઓળખ્યા છે. તેઓએ કહ્યું કે આપ સંગ્રહ પેટીની શોધમા નૌકામાં બેશી ફરવાને બ્હાને ફરો છો.

એમ કે!!

વ્હાલા! મ્હારા પિતાજીએ આંહી રહેઠાણ આવ્યા કે તુરત આખું સરોવરને સંગ્રહ પેટીની શોધમાં શોધાવ્યું હતું પણ ફોગટ. છતાં ધારો કે તે સંગ્રહ પેટી આપને મળી તો પણ અન્યની માલિકીની પેટી આપ શી રીતે રાખી શકશો. આપનું નિર્મળ અંતઃકરણ આપને તેમ કરવાની આજ્ઞા આપશે? ના નહિજ—કેમ બોલતા નથી વ્હાલા—?

કંઈ નહિ સ્હેજ હુ જરા વિચારમાં હતો.

પ્રિયતમ હું ધારૂં છું કે મ્હારા બોલવાથી આપ મ્હારા પર ગુસ્સે થયા છો વ્હાલા—બોલતાં બોલતાં કુમુદસુંદરી ગળગળી થઈ ગઈ.

ના વ્હાલી ના સ્વપ્ને પણ નહિ—હું તો તું જે મ્હને કહેતી હતી તે બાબતના વિચારમાં હતો પ્રિયે, કહી વિલાસીએ વળી પોતાની પ્રિયા-

તમાને હૃદય સાથે દાબી.

હાં હવે હું સમજી આપને મ્હારા કહેવાથી ખ્યાલ આવ્યો હશે કે સંગ્રહ પેટી આપ શોધી કાઢો તો પણ તેના ભોકતા આપ થવાના નહિ પણ તે તેના માલીકનેજ મળવાની. અને તેથી આશા બીજ આપના હૃદયમાંથી ઉડી જવાથી નિરાશામાં આપ ઘેરાયા હશો—હા ! વ્હાલા હવે શું થશે ! પ્રિયે ધિરજ ધર તે સંબંધમાં આશા નીરાશા મ્હને છેજ નહિ—વ્હાલી વિચાર કર આજથી થોડા માસપર જ્યારે હું આંહી રહેવા આવ્યો ત્યારે હું કયાં જાણતો હતો કે પરમાત્માએ આ સ્થળમાં તું રૂપી મ્હારે માટે અમૃત ભરી મુકયું છે. વહાલી કયાં ત્હારી ઉત્તમ અને મ્હારી અધમ સ્થિતી પ્રભુની કળાનો પાર કોણ પામ્યું છે ને પામશે.

જ્યારથી મ્હેં ત્હને પ્રથમ જોઇ ત્યારથીજ હું ત્હને પૃથ્વીપરની કોઇ સ્ત્રી ન સમજતાં સ્વર્ગની ભુલી પડેલી અપ્સરાજ ગણતો. ત્હારી છાયાની માફક જ ત્હારી પાછળ પાછળજ ચાલતો, ત્હારાં પગલે પગલાં માપતો અને જો કે તું મ્હને જોતી નહોતી છતાં હમેશાં ત્હારી સમીપ જ રહી ત્હારા આ મનોહર વદન કમળનું દુરથીજ પાન કરી શાન્ત થતો અને ત્હારી સાથે સંભાષણ થવાની અમૃતમય ઘડી હમેશાં પ્રભુ પાસે માગતો. એટલામાં ભયંકર વાઘની ઝપટમાંથી મ્હારી અલ્પ મદદથી તું બચી અને ત્હારૂં તે વખતે ભયથી બેશુદ્ધ થએલું શરીર મ્હેં મ્હારા ખોળામાં લઇ ત્હારૂં માથું મ્હારા ખભા ઉપર ટેકવ્યું ત્યારે વ્હાલી કુમુદ પ્રાણથી અધિક પ્રિય કુમુદ મ્હારા આત્માને ધન્ય છે એમ હું માનવા મંડયો.

કોને ખબર હતી કે આટલી નજીવા બાબતમાંથી આપણા હૃદયમાં પ્રેમાંકુર ફુટશે, આપણે એક વાર મળ્યાં, બીજી વાર મળ્યાં, ત્રીજીવાર મળ્યાં, અને જે પ્રેમ ઝરાનું આપણે પ્રિતથી પાન કરીએ છીએ તે સ્થીતિએ પહોચ્યાં, નહિ તો સ્વપ્નમાં હું શાનો ખ્યાલ રાખું કે શ્રીમન્ત રસિકચંદ્રની સુશિલા અને એકની એક પુત્રી હું જેવા કંગાલ પરદેશીની પ્રિયતમા થશે. આ સર્વે શું સ્વપ્ન વત્ નથી? વ્હાલી જ્યારે જ્યારે આ-લતા મંડપમાં હું ત્હારી સાથે બેસતો, વિનોદ કરતો ત્યારે ત્યારે વારંવાર મ્હારા હૃદયને પુછતો કે આ સ્વપ્ન તો ન હોય ? ?

" ના ના વ્હાલા વિલાસી તે સ્વપ્ન નહોતું સ્વપ્ન નથી, શ્રીમંત કે ગરીબની એકની એક દુહિતા હું આપને ચાહું તેમાં નવાઇ નથી કારણ

મ્હારી નજરમાં આપ ડાહ્યા સદ્દગુણી અને વિદ્વાન માલમ પડયા છો વળી આપે આપના પ્રાણુની અવગણના કરી મુજ રંકનો પ્રાણુ તે દહાડે ઉગાર્યો હતો, અને તેજ આપે ઉગારેલો પ્રાણુ આપને આપી આપને તે પ્રાણુના નાથ કરૂં તેમાં આપશ્રાથી હું કાંઇ વિશેષ કરતી નથી મ્હારા વ્હાલા વિલાસી " ! ! પ્રેમમય બની આલીંગન આપતાં કુમુદસુંદરી બોલી, છતાં હવે શું થશે તે કાંઇ કહેવાતું નથી.

આવા આપણા શુદ્ધ પ્રેમમાં શું વિક્ષેપ પડવાનો છે ? શાથી તે મ્હને કૃપા કરી જણાવીશ ? ?

વ્હાલા મ્હારા પિતા ગઇ કાલ રાતે શું શું બોલ્યા હતા એ સર્વે વૃતાન્ત મ્હેં આપને હજુ કહ્યો નથી એટલે આપ એમ બોલો એમાં નવાઇ શું ? મ્હારા ચિત્તમાં કાંઇ કાંઈ થઇ જાયછે અને મ્હને બીલકુલ ધીરજ રહેતી નથી. મ્હારા પિતાએ મ્હારા લગ્નનું નક્કી કરી નાંખ્યું છે.

હેં ! લગ્ન શબ્દ સાંભળતાં વિલાસી ચમકીને બોલી ઉઠયો.

પ્રિયતમ એ સર્વે વાત ખરી છે અને મ્હને વ્હેમ આવેછે કે:—

વ્હેમ ! ! કુમુદ શાનો ? શાનો વ્હેમ ? ? ?

મ્હારા પિતાનો મ્હારાં લગ્ન એક એવા માણસ સાથે કરવાનો વિચાર થઇ ગયો છે કે વ્હાલા વિલાસી હું આપને ના ઓળખતી હઉં તોપણ એ પુરુષ સાથે તો પ્રિત. કરવાનું મ્હને મન થાય જ નહી.

જેની સાથે ત્હારો વિવાહ કરવાનું ત્હારા પિતાના હૃદયમાં છે તે ભાગ્યશાળી પુરૂષનું નામ તો કહે વ્હાલી કુમુદ હું જાણવાને અધિરો થયોછું.

" ઉદયસિંહ. "

શું ! જયસિંહનો છેલ બટાઉ ઉડાઉ અને મીજાજી ઉદયસીંહ ?

શું ત્હારા પિતાએ એના જેવાને ત્હારો યોગ્ય ભર્થાર ગણ્યો છે ? ?

વ્હાલા વિલાસી હું નક્કી કહી શકું નહિ. મ્હને એ બાબતનો સજડ વ્હેમ છે વખતે મ્હારી ધારણા ખોટી પણ હોય, પ્યારા આ શીવાય મ્હારે આપને બહુ બહુ કહેવાનું છે.

કહે વ્હાલી કહે ભવિષ્યમાં ત્હારા માટે મ્હારાપર જે સંકટ આવી પડવાનું હોય તેનો પડદો મ્હને અત્યારથી ખોલીદે એટલે ત્હારી પ્રેમી પ્રીતનું છેલ્લું પાન કરી મ્હારા દુઃખના દિવસો હું ગમે ત્યાં પુરા કરૂં.

પ્યારા પ્રિયતમ આપ મ્હારાપર ગુસ્સે થયા હોય એમ લાગે છે. આપ જાણતા હશો કે આમાં મ્હારો વાંક છે પરન્તુ પ્રભુને સાક્ષી રાખી

કહુછું કે આમાં મ્હારો કાંઇપણ દોશ નથી. અને ભવિષ્યમાં આપણી આ પ્રિતનો કેવો અંત આવશે એ વિચારમાં આખી રાત્રી મ્હેં અનિમિષ નેત્ર વ્યતીત કરી હતી. મ્હારા કહેવાથી ત્હને ખોટું લાગ્યું હોય તો વ્હાલી કુમુદ મ્હને માફ કર ત્હારો વાંકો વાળ થયા પહેલાં આ દેહમાંથી રૂપ પાપી આત્મા નીકળી જાય તો સારૂં એવું હું અંતઃકરણ પુર્વક ઇચ્છુછું મ્હારી પ્રાણ. પણ કહે ત્હારે બીજું શું કહેવાનું છે. ?

એ મ્હારા પિતાનું રહસ્ય છે અને તેટલાજ માટે આપને તે કહેતાં હું ખમચાઉંછું.

હાં મ્હને એક વિચાર સ્ફુરે છે. જયસીંહનો પણ ત્હારા પિતા વારંવાર સારો આદર સત્કાર કરતા, અને મણીપુરના સર્વે કોઇ વાતો કરેછે કે રસિકચંદ્ર જયસીંહના દેવાદાર છે અને તે દેવામાંથી મુક્ત થવાને માટે વ્હાલી કુમુદ ત્હારી મરજી વિરૂદ્ધ ને વૃદ્ધ ડોસાની મતિ ત્હને જયસીંહના નામાંકિત કુમાર જોડે પરણાવવાની [illegible] શંકરની પ્રતિજ્ઞા લઇને કહુછું કે [illegible] સુધી ત્હારી ઇચ્છા હશે તો હું કદાપી કાળે તે થવા દેવાનો નથી એમ કહી કુમુદનો કાન્તીમાન કાન્ત પોતાની પ્રિયતમાને ખરા પ્રેમીના પ્રેમથી ભેટી પડયો.

કુમુદસુંદરીએ પણ પોતાનો પ્રિયતમ પોતાંને એ સંકટમાંથી બચાવવાને પુર્ણ રીતે સમર્થ છે એમ જાણી સ્હામું દૃઢ આલીંગન આપ્યું અને બોલી વ્હાલા વિલાસી આ રંક દાશીને માટે આપ આપના આત્માની પણ દરકાર કરતા નથી એ હું સારી પેઠે સમજુછું.

પ્રિયા પણ ધાર કે ત્હારા પિતા ત્હને ઉદયસીંહ સાથે લગ્ન ગાંઠથી જોડાવાને માટે આગ્રહ કરશે તો તું શું કરીશ.

વ્હાલા વિલાસી મ્હેં આપને વારંવાર કહ્યું છે અને અત્યારે પણ કહુંછું કે મ્હારા વ્હાલા વિલાસીની વિલાસી પ્રિયા હું થવાને ભાગ્યશાળી નહી થઉ તો આ દેહને કોઇ બીજાની નહી કહેવરાવતાં મરણને શરણ કરીશ.

કેમ હવે સંતોષ પામ્યા. ?"

વ્હાલી કુમુદ આથી વધુ સંતોષ હું બીજા શાથી પામવાનો હતો છતાં ત્હારી પાસેથી વચન લઇ હું ત્હને એમનેએમ પાછી મોકલવા માગતો નથી અને ત્હારી પ્રતિજ્ઞા માફક હું પણ પ્રતિજ્ઞા કરૂંછું કે હું

ત્હને મ્હારી અર્ધાંગના કહેવડાવવાને જો દૈવઇચ્છાથી ભાગ્યશાળી નહી થઉં તો આ પામર દેહને અન્ય સ્ત્રીને નહી સોંપું.

પ્રેમીજોડાની પ્રેમી આંખોમાં પ્રેમના આવા પરસ્પરના વચનથી આંસુ આવી ગયાં; અને તે લુછતાં લુછતાં કુમદસુંદરી બોલી વ્હાલા હવે આપણો ક્યારે મેળાપ થશે ? ?

પ્રિયા વચનથી આપણે હવે સદાને માટે બંધાયલાં થયાથી હવે લાંબો વિરહ ભોગવવો આપણને ઉચિત નથી તેથી આપણે હમણાં છુટાં થઇએ. તે પહેલાં હું એક યુકતી ત્હને બતાવવા માગુછું.

બોલો વ્હાલા બોલો આપની શી આજ્ઞા છે ?

વ્હાલી હવે હું ત્હારાથી છુટો રહેવાને સમર્થ નથી માટે જ્યારે આપણું મળવું ના થાય ત્યારે તું ત્હારી બ્હારીમાંથી એકાદ ગુલાબનું ફુલ સરોવરપર નાંખજે કે જે મ્હારી પાસે રાખી મ્હારી મનોહારીણી મ્હારી પાસે છે એમ હું મન વાળીશ. વળી મ્હને બીજો એક વિચાર થાયછે. એકાદ લાકડાના કડકાને બાંધી તું જ્યારે મળવાનો સંભવ ના હોય ત્યારે ચીઠી નાંખે તો શું ખોટું ?

વ્હાલા ગુલાબના ફુલને માટે તો ઠીક તેતો હું આપની ઇચ્છા પ્રમાણે કરીશ પરન્તુ આ ચીઠીનું સાહસ પકડાઇ જવા જેવું છે. છતાં " જ્યારે મ્હારે આપને મળવું હશે અથવા કંઇકહેવા માટે આપને મ્હારે બોલાવવા હશે ત્યારે જે બ્હારીમાં હું મ્હારા પિતા સાથે ગઇ કાલે સાંજના બેઠી હતી તે બ્હારીમાં હું એક મોટો, સુશોભિત, ફુલોનો ગોટો ટીંગાવીશ. "

અને વ્હાલી તે ત્હારી સંજ્ઞા હું કોઇ દિવસ ચુકીશ નહિ ને તે જોતાં વાંતજ ત્હારી આજ્ઞાનુસાર તુરત જ ત્હને મળવા આ આપણા નિમેલે સ્થળે હું આવીશ.

વ્હાલા હવે મ્હને રજા ( ? ) કહી કુમુદસુંદરી પોતાના પ્રિયતમને ભેટી પડી અને છુટાં પડતાં પ્હેલાં એક દઢ આલીંગન લઇ પ્રિયતમાં અને પ્રિયા છુટાં પડયાં.

વિલાસી પોતાની અમૃતમય દષ્ટીથી પોતાની ગજગામિની પ્રિયાંનું જતું સ્વરૂપ જોઇ રહ્યો અને જ્યારે ઝાડોની ઘટામાં તે અદ્રશ્ય થઇ ગઇ ત્યારે પોતાના ભવનમાં જવાની ઉત્કંઠાથી તે વહાણમાં કુદયો અને જેવો હલેસાથી તે ચલાવવા જાયછે તેવોજ—" અરે કોણછે " એ વહાણવાળાં

સબુર કર સબુર કર " નો પોકાર તેણે સાંભળ્યો; અને જે તરફથી અ-વાજ આવ્યો તેજ તરફ દ્રષ્ટી રાખી વિલાસી કોણ આવેછે તે જોસો વ-હાણમાં સ્થીર ઉભો રહ્યો.

આઘેથી ભપકાબંધ પોશાક પહેરેલો અને હાથમાં ચાબુક લઇ ધીમે ધીમે આવતો એક લ્હેરી યુવકને ત્હેણે જોયો.

" ઠીક થયું કે ત્હારૂં વહાણ મ્હને મળી ગયું આથી ત્હને આઠ આનાના પૈશા મળશે અને મ્હને ત્હારી નૌકામાં બેશી રસિકદુર્ગમાં જ-વાનું મળશે. રસ્તામાં મ્હારો ઘોડો લંગડો થઇ ગયો અને તેથી ત્હારાપર આ ઉપકાર કરવાંનો પ્રસંગ મ્હને મળ્યો છે. પણ તું કોણછે એમ કહી આ નવિન આવનાર પુરૂષે આપણા વિલાસી તરફ દ્રષ્ટી કરીને તે બોલ્યો અહો કોણ વિલાસી ! ઠીક થયું કે તુંજે મળી ગયો ચાલ ચાલ જલદી મ્હને રસિકદુર્ગમાં લઇજા અને ત્હારી મહેનતનો બદલો મ્હારી પાસેથી ખુશીથી લઇ લે. " " ત્હમારા બદલાના બદલામાં મ્હારી નૌકામાં બેસા-ડી ત્હમને રસિકદુર્ગમાં હું લઇ જવા ખુશી નથી છતાં જો ત્હમારે ત્યાં જવું હોય તો મહેરબાનીની રાહે મ્હને તેમ કરવામાં વાંધો નથી. "

" વાહ ! ત્હારા જેવા ભિખારીની મ્હારા જેવા ગર્ભશ્રીમંત અને સભ્ય માણસ સાથે આમ વાત કરતાની જીભ ભલી ઉપડેછે. " ?

" તું ગર્ભશ્રીમંત અને સભ્ય ? જાજા છેલબટાઉ છોકરા ત્હારી વાણી જ કહી આપેછે કે તું સત્કારને પાત્ર નથી. "

" હું છેલબટાઉ છોકરો " ? ગુસ્સાથી લાલચોળ આંખો કરી ન-વિન આવનાર યુવક જે બીજો કોઇ નહિપણ ઉદયસિંહ હતો તે બોલી ઉઠયો. અને બોલતાની સાથે તેણે ક્રોધમાં પોતાની ચાબુકથી વિલાસીને એક ફટકો માર્યો. ચાબુક વાગતાંજ વિલાસી, સીંહ સમાન કુદકો મારી નૌકામાંથી બહાર આવ્યો અને એકજ ગુમ્બાથી ઉદયસીંહને ત્હેણે જમીન પર નાંખી દીધો અને તે કયાં પડયો છે તેની દરકાર કર્યા વગર પોતાની નૌકામાં પાછો આવી તેણે મણીપુર તરફ તે હંકારી.

ક્રોધથી અર્ધભાન ભુલેલ ઉદયસીંહ ઉભો થઇ બોલ્યો, ત્હારામાં શુરવિરપણાનો જરાપણ અંશ હોય તો જતો ના રહેતાં આવ તરવારથી મ્હારી સાથે લઢ, ગમારની માફક ગુમ્બાથી શું સંતોષ પામેછે !

“ યોગ્ય વખતે એ હારી ઇચ્છા હું પાર પાડીશ. ” જતાં જતાં મોકામાં બેઠા બેઠા વિલાસીએ જવાબ આપ્યો. અને ઉદયસીંહે પોતાના નવા થએલા શત્રુની તરફ ગુસ્સાથી જોતાં જોતાં ચાર પાંચ મીનીટ પછી રસિકદુર્ગ તરફ જવાનો માર્ગ પકડ્યો.

## પ્રકરણ ૩ જું.

:(૦):

### આશક.

A mighty pain to love it is,
And 'tis a pain that pain to miss;
But of all pains the greatest pain
It is to love and love in vain.

Cowley *Anacreon.*

પ્રિતિ તણું દુઃખ દુઃસહ છે ખરે,
દુઃખ ગણી દુર રાખવું; દુઃખને—
પણ અગાધ ભરૂં દુઃખ શું ઠરે ?
થયું નીરાશ કરી પ્રિતડી અરે.



ર સિકદુર્ગ પહોંચતાં ઉદયસીંહે પોતાનો વિલાસી જોડે બનેલો વૃતાન્ત કોઇને કહ્યો નહી. વિલાસી કુમુદસુંદરીની બાબતમાં પોતાનો પ્રતિસ્પર્ધી હતો એવો તેના સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો પણ તેના હાથથી પડેલા સખત મુક્કાએજ તેને એ બાબતમાં શાન્ત કર્યો હતો.

ઉદયસિંહ જતાં વારજ રસિકચંદ્ર જોડે તેના ખાનગી ઓરડામાં ગુંથાયો અને તે અરસામાં “ શું મ્હારા પિતા અને ઉદયસીંહ તેમના હીસાબ સંબંધી વાતમાં આટલાબધા ગુંથાયા હશે ? આ હતભાગી કુમુદસુંદરીના લ્હીવા સંબંધમાં તો તેઓ વાત નહી કરતા હોય ? ” એવા એવાં લાખો હૃદયભેદક વિચારે તે કુમળી કન્યા કુમુદનું કાળજું કોરી નાંખ્યું.

આશરે કેટલીક વાત કર્યા પછી ઉદયસીંહ ચાલ્યો ગયો અને તુરંતજ ખાવાને માટે તેના પિતાએ કુમુદસુંદરીને સાદ કર્યો રખે પિતાજી વિવાહ સંબંધમાં વાત કરશે એમ વિચારી દરેક પગલે બ્હીતી બ્હીતી કુમુદસુંદરી ખાવા ગઇ. છતાં રસિકચંદ્રે તે સંબંધમા એકપણ શબ્દ ઉચ્ચાર્યો નહિ. જમી રહ્યા પછી થોડીકવાર અન્ય વિષયપર વાત કરી પિતા પુત્રી નિદ્રાધીન થયાં.

બીજે દહાડે સ્હવારના મ્હારે ત્હારી સાથે એક મહત્વના વિષયપર વાત કરવી છે કહી રસિકચંદ્રે પોતાની દુહિતા કુમુદને પોતાના ખાનગી ઓરડામાં બોલાવી. પિતા પુત્રી મળ્યાં, અને દરેક પળે જે સાંભળવાની કુમુદના હૃદયમાં ભીતિ હતી તે ક્ષણ આવી પહોંચી. તેનું હૃદય હવે શું થશે ? એવા વિચારથી ધડકવા મંડયું. ને પોતાના પિતાના ખાનગી ઓરડામાં જતાં જ પિતાજી એવી શી મહત્વતાની વાત છે ? કહેતાં કહેતાં આતુર અને ચિંતાતુર મને કુમુદસુંદરી પોતાના પિતાની સ્હામેની એક ખુરશીપર બેઠી. બ્હેન શું મહત્વની વાત છે એમ બોલી મ્હને શું કામ બોલાવી છે મ્હારે તને શું કહેવાનું છે તે બાબતમાં પરમ દિવસ મ્હેં ત્હને ઇસારો નહોતો કર્યો. ત્હારા રંક પિતાને આવા વૃદ્ધાવસ્થાના સમયમાં આ રસિકદુર્ગમાં રહેવા દેવો, તેનું ઘડપણ, તેની આબરૂ-તેનું સુખ આમને આમ રહેવાં દેવાં અથવા તે સર્વેનો નાશ કરવો હવે ત્હારા હાથમાં છે અને તે બાબતમાં તું શું કરવા માગેછે તે પુછવા મ્હેં ત્હને અહીં બોલાવી છે.

મ્હારા હાથમાં ? ? મ્હારા હાથમાં શું છે ? પિતાજી કૃપા કરી ત્હમે શું કહેવા માગોછો તે સમજાવો.

વિવાદ કરવાને વધારે વખત ન હોવાથી હું ત્હને ટુંકમાં કહી દઉછું. બ્હેન—ત્હારા પિતાપર વૃદ્ધાવસ્થામાં પડનારી આફતીમાંથી તેને દુર કરવાને તથા ત્હારા પોતાના-પોતાના આત્માને વધારે સુખ આપવાને તું ઉદયસીંહ સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇશ ? શું ઉત્તર મળશે તેની આશામાં વૃદ્ધ રસિકચંદ્ર પોતાની કન્યાના મુખ સ્હામું આતુરતાથી જોતે. બોલ્યો.

શું આ બાબતમાં સર્વ આધાર ઉદયસિંહ ઉપર છે ?

હા બ્હેન—વળી તે ત્હારાપર પુર્ણ પ્રેમ રાખે છે અને તે પ્રેમને બ્હાનેજ અમર્યાદાને માટે માફી માગી લગનને માટે તે આટલી ઉતાવળ કરેછે.

પિતાજી અમર્યાદા ક્ષમા કરજો. છતાં સમય એવો આવવાને લીધે આપ વડિલ અને વૃદ્ધ સમક્ષ શરમ મુકી મ્હારે બોલવાની ફરજ પડે છે.

મ્હારા પોતાના સુખને માટે હું ઉદયસિંહ જોડે લગ્નની ગાંઠથી બંધાવા ખુશીથી હા પાડું તે તો અસંભવિતજ છે. અને આપ શિવાય અન્ય કોઇએ જો આ વાત મ્હારા મોઢાં આગળ ઉચ્ચારી હોત તો શું કરત તે હાલ કહી શકતી નથી છતાં ત્હમારી વૃદ્ધ વયમાં તમને કાંઇ દુઃખ ના પડે તેને માંટે મ્હારે યોગ્ય વિચાર કરવો જોઇયે તે હું મ્હારી એક આજ્ઞાંકીત પુત્રી તરીકેની ફરજ ગણું છું; તેથી ઉદયસિંહની શી શી મુરતો છે તે સ્પષ્ટ કહો–શાંન્ત અને નિઃશંક મને કુમુદસુંદરી બોલી.

સાંભળ બ્હેન તારા પુછેલા સર્વ પ્રશ્નોનો હું ખુલાસો કરવા તૈયાર છું પ્રથમ તો ઉદયસિંહ મ્હારી પાસે કેટલું માગે છે તેનો તને ખ્યાલ નહી હોય અમે ગઇ કાલે જ બધો હીસાબ નવી રીતે જોયું તો તે મ્હારી પાસે સાત લાખ બત્રીસ હજાર સાતસોને પીસતાલીસ ( ૭,૩૨,૭૪૫ ) રૂપીઆની ગંજાવર રકમ માગેછે.

પિતાજી ત્હમારી પાસે આ ગંજાવર લ્હેણાના સંબંધે એણે શું માગ્યું છે, તેનો ખ્યાલ મ્હને સમજમાંજ આવી ગયો છે છતાં ત્હમારા શ્રી મુખેજ સર્વ વાત સાંભળવા ઉમેદ હોવાથીજ ત્હમને તે બાબતનો ખુલાસો કરવા મ્હેં વિનંતી કરીછે.

ત્યારે મ્હારે હવે શું કહેવાનું બાકી રહેછે બ્હેન કુમુદસુંદરી “ ત્રણ દીવસમાંજ મ્હારી ઇચ્છા પ્રમાણે કુમુદસુંદરીનો હાથ મ્હને સોંપો, નહી તો મ્હારી ત્હમારાપરની સત્તાનો પુર્ણ ઉપયોગ હું કરીશ ” એવી મ્હને એણે સ્પષ્ટ રીતે ધમકી આપી છે. અને એટલા માટે જ આ ત્હારો વૃદ્ધ પિતા ત્હને તે બાબતમાં ધ્યાન પુર્વક ઘટતું કરવા આજીજી કરેછે. ત્રણ દિવસમાંજ શબ્દ સાંભળી કુમુદસુંદરી ચમકી અને બોલી, શું ત્રણ દિવસની ટુંક મુદતમાંજ— ?

હા બ્હેન ત્રણ દિવસમાંજ.

પિતાજી ત્હમને ખાત્રીછે કે ત્રણ દિવસની ટુંક મુદતમાં હું તેના ઇચ્છાને આધીન ન થઉં તો ઉદયસીંહ પોતાની સત્તાનો દુર્પયોગ કરી તમને આ દુર્ગમાંથી બ્હાર કાઢશે ?

હા બ્હેન મ્હારી તો ખાત્રી છેજં.

અને તેના સ્વભાવની આવી ખાત્રી થયા છતાં તેવા દુષ્ટ માણસ

સાથે મ્હને પરણાવવાનું તમે પસંદ કરોછો પિતાજી ?

પોતાનાજ બોલથી પોતે પકડાઇ ગયો જાણી રસિકચંદ્ર ક્ષણવાર જવાબ આપતાં ગુંચવાયો અને અચકાતાં બોલ્યો કે નાના બ્હેન એમ છે કે તો તે હાડ નહી જાય છતાં આ મહાન્ રકમના દેવામાંથી મુકત કરવાને તથાં તારા વૃદ્ધ પિતાનું ઘડપણ સુધારવાને. તું મ્હારી એટલી વિનંતી કબુલ કરીશ એમ હું ઇચ્છું છું.

ઠીક પિતાજી તમે ગમે તેમ થાય તો પણ મ્હારે તમારી ખાતર, તમારી વૃદ્ધાવસ્થા ખાતર, મ્હારી યુવા વસ્થાનો ભોગ એ યુવકને આપવો એ નિશ્ચયપર આવ્યા છો નહી વારૂં. ?

એમાં ભોગ શાનો છે બ્હેન ? એક વૃદ્ધ પિતાની શાન્તી તારા હૃદયમાં નથી ! એક પુત્રીની અરે એક આજ્ઞાંકિત પુત્રીની તેમ કરવાની ફરજ નથી. ? અને તેટલાજ માટે હું તમારી ઇચ્છા પ્રમાણે વર્તિશ. કોઈક વિચાર કરી કુમુદસુંદરીએ જવાબ આપ્યો.

ત્રણ દિવસમાંજ—!!

ત્રણ દિવસ એ વખત બહુ ટુંકો છે પિતાજી આજે બુધવાર થયો અને શનીવારના........

રાતના આઠ વાગતાં અથવા તે પહેલાં તારે ઉદયસિહની પત્ની થવુ .તેવી તેની ઉત્કટ ઇચ્છા છે અધિરા બની, રસિકચંદ્રે કુમુદનું અડધું વાકય પુરૂ કર્યું.

હું તે પ્રમાણે કરૂં તો શું—?

તે માગતા લ્હેણાના સર્વ ખતો તુરત તારી ને મારી સમક્ષ ફાડી નાંખશે અને હું સર્વ વાતે સુખી થઇ જઇશ બ્હેન, માટે દયા કર ને હા કહે.

પિતાજી વધુ શું કહું તમારી ખાતર તમારી ઇચ્છા પ્રમાણે વર્તવા હું ખુશીછું.

સાબાશ સાબાશ મ્હારી વ્હાલી દિકરી કહી આવેશથી પિતૃવત્સલતાથી રસિકચંદ્ર પોતાની એકની એક પુત્રીને હર્ષથી ક્ષણવાર બાઝી પડયો. અને તે પછી આજીજી ભરે મુખે કહેવા લાગ્યો કે " બ્હેન હવે ઉદય-સિંહ તારી પાસે આવે તો તું તેને સતકાર પુર્વક આવકાર આપી તેની સાથે વિવેક અને પ્રેમથી વર્તજે. "

ઠીક તેઓ કયારે આવનાર છે ?

આવતા હશે કે આવશે તારો છેવટનો નિશ્ચય શું થાયછે તે સાંભળવાને તેઓ અધિરા થયા હશે અરે એ પેલા તે આવતા જણાય, બેસજે બ્હેન હમણાં હું આવુંછું. કહી ઉતાવળે પગલે તથા પ્રફુલ્લિત ચ્હેરે રસિકચંદ્ર વિદાય થયો.

વિચારસાગરમાં તણાતી યુવતિ ખુરશીપર જ બેશી રહી: અન્તરમાં ઉપજતા વિચારોએ તેના હૃદયનું મંથન કરી નાંખ્યું હતું અને અત્યારે તે એક લોહી વિનાની અને નિર્જીવ આરસપાણની પુતળી સમાન લાગતી હતી.

થોડીવારમાં જ ઉદયસિંહ ભપકાબંધ પોશાક ને રોફમાંજ સ્થિરતાથી પગલાં મુકતો તે ઓરડાના દ્વારમાં મનોહારિણી પ્રિયા કેમછે? શબ્દ બોલતો દાખલ થયો.

કાંઇક ભયથી તથા કાંઇક દર્શીક માન બતાવવાની ઇચ્છાથી કુમુદ સુંદરી ખુરશીપરથી ઉભી થઇ ગઇ અને નમ્રપણે બોલી ઉદયસિંહ મ્હારી ખાનગી મુલાકાત લેવાનો તમને હક મળ્યો છે છતાં મ્હારા પિતાની સાથે થએલી વાત ચીત ઉપરથી—

તને સર્વ વાત ખબર પડી ગઇ હશે કે તારો પિતા મ્હારો કેટલી મોટી રકમનો દેણદાર છે અને તારે ખાતર મ્હારી પ્રિયા રસિલી—રંગીલી છબીલી—તારે ખાતર મ્હેં મ્હારા કેટલા સુખનો તથા ધનનો ભોગ આપ્યો છે—મ્હારી કુમુદ—બોલી કુમુદસુંદરીનું અધુરૂં વાકય—ઉત્સાહ ભર્યા હૃદયે ઉદયસીંહે પુર્ણ કર્યું.

મગરૂબી ભરેલા ઉદસિંહના આ વાકયે કુમુદસુંદરીના મનપર કંઇ અસર કરી નહિ પરન્તુ ઉલ્ટો તેને માટે ધિક્કાર ઉપજ્યો.

મ્હારા પિતાએ એક આજ્ઞાંકિત પુત્રી તરીકેની મ્હારી ફરજ મ્હારે પુરી પાડવી એમ મ્હારી પાસે વચન લીધું છે અને તે હું પાળીશ તમે તમારી મ્હારા પિતાપરની સત્તાના બદલામાં મ્હારા હાથની માગણી કરી છે અને તે તમને મળશે. એક મુગ્ધા નાયિકાની મગરૂબી ભરેલી ઢબથી કુમુદસુંદરીએ કહ્યું. આ તારા વચનના બદલામાં તે હાથપર, નાના મ્હારી મધુરી આ તારા ચંદ્રવદનપર, અરે તેથી પણ વધારે ખુબસુરત આ તારા અમૃતમય અધરપર, મ્હને એક પ્રિતનું ચુંબન કરવા દે કહી બે હાથ પ્હોળા કરી ઉદયસિંહ પોતાની ભવિષ્યની પત્નિ માનેલ મુગ્ધાપર કામાવેશથી ધસ્યો.

એક ચંચળ મૃગલી જેમ પોતાપર તાકેલા સિંહની ફાળ ચુકાવે તેમ સમય સુચકતા રાખી કુમુદ સુંદરી જરા દુર ખશી ગઇ અને "ઉદયસિંહ જરા માણસાઇ રાખો—લગ્નની હજુ ત્રણ દિવસની વાર છે. શનીવારની રાત્રિના આઠ વાગ્યા સુધી મ્હારા અદ્યાપિ પર્યન્ત પવિત્ર રહેલા મન અને તનની હું માલિક છું તો અધરને તો શું પણ મ્હારા હાથની આંગળીને પણ સ્પર્ષ કરવાની તમને સત્તા નથી" કહી કુમુદસુંદરી વિદ્યુત્ પ્રવાહની માફક તે ઓરડામાંથી નીકળી ગઇ.

"વ્હાહ! પ્રિતિના પ્રથમ સમાગમનું આ બહુ સારૂં લક્ષણ—ભવિષ્યમાં થનાર પ્રિયતમ અને પ્રિયાનો આ બહુ અવનવો મેળાપ—ના ના પણ એમાં હુંજ ભુલું છું. એતો મુગ્ધા નાયિકાના આશકના પ્રથમ મેળાપ સમયનો દર્શાવેલ મુગ્ધા ભાવ છે—" કહી ઉદયસિંહ ત્યાંથી ચાલ્યો ગયો.

કુમુદસુંદરીએ તુરત પોતાના ઓરડામાં જઇ પોતાના અન્તર આત્મામાં માનેલ પ્રિયતમના ઘર સ્હામેની બ્હારી ઉઘાડી તેમાં સંકેત પ્રમાણે એક સુશોભિત અવનવિન રંગ બે રંગી અને ખુશબોદાર પુષ્પોનો બનેવેલો એક મ્હોટો અને મનોહર ગોટો ટગાવ્યો.

---

## પ્રકરણ ચોથું.

### અગાધ જંગલમાં.

:(o):

**रविश्चन्द्रो घनावृक्षा नदिगावश्च सज्जनाः।**
**एते परोपकाराय युगे दैवेन निर्मिताः ॥**

ચંદ્ર, રવિ, ઘન, વૃક્ષો; ગાય, નદીને, સજ્જન પુરૂષોને,
પ્રભુએ નિર્મ્યાં જગમાં, પર ઉપકારો સદાય કરવાને.



ઉપરના પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે જ્યારે કુમુદસુંદરીને સ્હવારના તેના પિતાએ પોતાની પાસે બોલાવી તેજ અરસામાં એટલે પ્રભાતના સાત આઠ વાગ્યાના સુમારે વસન્તોત્સવને લીધે ઝાડોની ઘટાથી સુશોભિત થએલા મણીપુરની પાસે આવેલા અગાધ જંગલમાં બે મુસાફરો ઘોડાપર બેશી મ-

ણીપુરમાં આવવા પોતાનો માર્ગ કાપતા હતા.

એમાંનો આગળ ચાલતો મુસાફર પંચાવનેક વર્ષનો વૃદ્ધ પણ કોઈ મજબુત ગરાશીયો લાગતો હતો તેની મુખમુદ્રાપર વૃદ્ધાવસ્થાની સ્હેજ કરચલી પડી ગઇ હતી. તેની દાઢી તથા મુચ્છ પણ શ્વેત થઈ ગયાં હતાં.—

બીજા મુસાફરની વય ત્રીસેક વર્ષની જણાતી હતી અને તે વૃદ્ધ મુસાફરની પાછળજ પોતાનો અશ્વ રાખતો હોવાથી તથા તેના સાદા પોશાકથી તે વૃદ્ધ મુસાફરના તાબાનો ઘોડેસ્વાર હોય તેમ સ્પષ્ટ દેખાતું હતું.

બેઉ જણાએ પગથી માથા સુધી હથીઆર સજ્યાં હતાં. કારણ તે વખતે બ્હારવટીઆઓનો પુષ્કળ ત્રાસ જણાતો હતો.

અત્યાર સુધી બેઉ જણાઓ મુગે મોઢે પોતાનો રસ્તો કાપતા હતા. પરન્તુ આગળ જતાં બે માર્ગ આવવાથી આગળનો વૃદ્ધ ઘોડેસ્વાર અચકયો અને "કાનાજી મણીપુર જવાનો કીયો રસ્તો?" કહી પોતાના સોબતી સ્વારને પ્રશ્ન કર્યો.

જી જમણા હાથ તરફનો મણીપુરનો અને ડાબા હાથ તરફનો રસ્તો રસિકદુર્ગનો એમ પેલા ગામડીઆના જણાવાથી હું જાણું છું.

ઠીક કહી વૃદ્ધ સ્વારે જમણા હાથનો રસ્તો લીધો એ રસ્તો લીમડા અને પીપરોનાં ખીલેલાં ઝાડોથી ઘટાદાર અને શીતળ થએલો હતો. તેઓ ત્રણસો એક કદમ ગયા હશે નહી એટલામાં રસ્તો વધારેને વધારે ખીચ અને ડુંગરો વચ્ચેથી પસાર કરવાનો આવ્યો છતાં તેઓ શુરવીર લડવઇઆ હોવાથી બીન ધડક આગળ વધ્યા.

તુરતજ એક સીસોટીનો તીવ્ર સ્વર બેઉના કાને પડયો અને સ્વર સાભળતાં સાથેજ વૃધ્ધ સ્વારે પોતાનો તોપંચો હાથમાં તૈયાર રાખ્યો. કાનાજી પણ તરવાર કાઢી સજ થયો એટલામાં ઝાડોની ઘટામાંથી હથીઆર બંધ ચાર માણુસોએ આવી બે એ વૃધ્ધ સવારને અને બે એ તેના ચાકર કાનાજીને ઘેરી લીધો.

જરા પણ ડર્યા વિના તે વૃદ્ધે ગોળીનો બ્હાર કર્યો પણ લુંટારાના સુભાગ્યે તે તેને ના વાગતાં માથાપરથી છટકી ગઇ.

કાનાજી પોતાની તલવારનો ઉપયોગ કરે તે પેહેલાં લુંટારના એક ફટકાથી ઘોડાપરથી ભોંય પડયો. અને તુરતજ ચારે લુંટારાઓએ વૃદ્ધ સવારને ઘેરી લીધો.

પોતાના તોપંજાના બીજા બહારથી તેણે એકને તો સ્વર્ગ દેખાડયું. લુંટારાઓ પાસે બંધુકો નહોતી છતાં તેમની પાસે ભારે તરવારો હતી ને તેનો હવે પોતાના એક સાથીને મરણ પામેલો જોઇ તેઓએ સારો ઉપયોગ કરવાનો ઠરાવ કર્યો. તોપંજાનો ત્રીજો બ્હાર ખાલી ગયો અને એકા એક વૃદ્ધ પુરૂશનો ઘોડો ચમકતાં તે ઘોડાપરથી નીચે આવ્યો. તુરતજ ત્રણે લુંટારા તેનાપર તુટી પડયા અને એક ક્ષણ થઇ હોતતો તે વૃદ્ધ પુરૂષના ખોળીઆમાં પ્રાણ રહેત નહી પણ એકા એક પાછળથી બંધુકનો અવાજ સંભળાયો અને તેણે બીજા એક લુંટારાના પ્રાણ લીધા. અને તુરતજ હાથમાં બંધુક સાથે બાવીશેક વર્ષનો યુવક જંગલમાંથી બ્હાર ધસી આવ્યો.

નવિ મદદ આવી પહોચી જાણી લુંટારાઓ તુરતજ પોતાનું ભક્ષ પડતું મુકી નાઠા અને નવિન યુવક તેમની પાછળ પડતો હતો તેને વૃદ્ધ સ્હરે "શુરવિર તેમની પાછળ જવાની કાંઇ જરૂર નથી મોડા વ્હેલા તેઓ પોતાની કરણીનાં ફળ ચાખશે" એમ કહી અટકાવ્યો

ઘોડાના ભડકવાથી જ્યાં પોતે પડયો હતો ત્યાંથી તે ઉઠી નવિન યુવકની સ્હામે જઇ ઘણા વ્હાલથી તેને ભેટયો. અને "તમે મને જીવિ-તદાન આપ્યું છે" કહી ત્હેનો ઉપકાર માંન્યો.

ઉપકાર માનવા જેવું મેં કાંઇ કર્યું નથી પણ મનુષ્યની મનુષ્ય ફક્ત ફરજ તરફની બજાવી છે કહી તેણે પાછું જોયું અને કાનાજીને બેભાન અવસ્થામાં પડેલો જોઇ તે બોલ્યો અહો! પેલો કોણ આપનો સાથી ?

ભલા ભગવાન કાનાજી! હું ધારૂં છું કે તે જીવતો હશે કહી વૃદ્ધ સ્વાર પોતાના માણસની સારવાર માટે એક દમ આગળ ધસ્યો.

જુવો જુવો તે જીવે છે અને ફક્ત કપાળ આગળ વાગવાથી બેભાન થયો હશે એમ નવિન યુવકે કહ્યું અને તુરતજ કાનાજીએ પોતાની આંખો ઉઘાડી અને પોતાના શેઠને જીવતો પોતાની સારવાર કરતો જોઇ તે નિમક હલાલ નોકર પોતાનું દુઃખ એક દમ વિસરી ગયો.

મ્હારા બ્હાદુર તારક તેં ત્હારી બંધુકથી મહારાજા શિલાદીત્યના ભા-યાત કર્ણસિંહનો જીવ ઉગાર્યો છે અને આજથી હવે તે ત્હારા મિત્ર તરીકે ત્હારી કાંઇ પણ ઇચ્છા પુર્ણ કરવાને તતપર રહેશે એમ ત્હારે જાણવું.

આપ કર્ણસિંહ! આપે મહારાજા શિલાદિત્યને લડાઇના સમયમાં ઘણીજ સારી મદદ આપી હતી તે વાત જગ જાહેર છે આપે હું દિન પ્રત્યે

બતાંવેલી મમતા માટે આપનો આભાર માનું છું—ત્હારો આ જવાબ ત્હારી સુશિક્ષતા દર્શાવે છે—તારૂં નામ શું વારૂ ?

હું નથી મોટો શ્રીમંન્ત કે નામાંકિત પણુ વિલાસી નામનો હું મહારાજા શિલાદિત્યની રંક પ્રજા છું. કહી તે કાનાજી તરફ ફર્યો તુરત કાનાજી પોતાને વાગેલા ઘાને નહીં ગણુગારતાં ટટાર થઇ ઉભો થયો અને પોતાના ઘોડાને હસ્તગત કર્યો. મણીપુર અહીંથી કેટલેક હશે. ? કર્ણુસિંહે પ્રશ્ન કર્યો.

એકાદેકકોસ ! શું આપ મણીપુર પધારો છો !

હા મ્હારે મ્હારા ખાનગી કાર્ય સારૂં મણીપુર જવું છે હું ધારૂંછુ કે તે નાના ગામમાં વિશી વિગેરે અથવા અન્ય સ્થળે ઉતરવાની સગવડ હશે.

વિશીતો ત્યાં શાની હોય છતાં એક ધર્મશાળા છે પરન્તુ આપના જેવા રાજવંશી પરોણાને યોગ્ય તે નથી આપને કાંઈ વાંધો ના હોયતો મુજ રંકની ઝુંપડી જો આપ પાવન કરશો તો મ્હારી સ્થિતીને લગતો યોગ્ય સત્કાર આપવાને હું ચુકીશ નહિ. હું તેજ ગામનો નિવાસી છું.

શુરવિર યુવક તારી એમજ ઇચ્છા છે તો ચાલો તેમ કરીશું કહી કર્ણુસિંહ પોતાનો અશ્વ જે ચમકી થોડે દુર ઉભો હતો, તે લેવા જવા મંડયો પરન્તુ તેનું વલણુ તે તરફ જોઇ વિલાસી તુરતજ તે લેવા દોડયો અને એકલા પડતાં કર્ણુસિંહે પોતાના સ્વાર કાનાજીના કાનમાં.“ જે યુવકની શોધમાં આપણે આવ્યા છીએ તે આજ વિલાસી ”
કહી મૌન પકડયું. આજ ! વિલાસી. ! ! આમને માટે આપણું અહીંઆ આવવું થયું છે? કહી કાનાજીએ પોતાની વિસ્મયતા દેખાડી પરન્તુ તુરતજ શાન્ત રહેવા કર્ણુસિંહે તેને આજ્ઞા કરી.

કાનાજી શાન્ત થઇ મુગે મોંઢે વિલાસી તરફ ધારી ધારી જોવા મંડયો અને એટલામાં વિલાસી કર્ણુસિંહનો ઘોડો દોરી પાસે આવ્યો.

‘મ્હારા યુવાન મિત્ર તું ચાલીશ અને અમે ઘોડે બેશીશું ? એતો અયોગ્ય થાયછે. કાનાજી ઘાયલ થએલોછે એટલે તેને વાહનની જરૂરછે. હું તને મ્હારો અશ્વ આપવા કહું તેતો ઠાલો વિવેક કહેવાય ત્યારે કેમ કરીશું. કહી કર્ણુસીંહ વિચારમાં પડયો.

હું નાનપણુથી ચાલવામાં ટેવાએલોછું માટે આપ તે બાબતમાં ખેદ ના પામતાં ખુશીથી અશ્વારોહન કરો હું વાતો કરતો કરતો સાથેજ

ચાહ્યો આવુંછું.

આપનો સમાગમ મ્હને ના થયો હોતતો શિકારની શોધમાં હું એ ત્રણ ગાઉ નીકળી ગયો હોત કહી વિલાસીએ બેઉને પરાણે અશ્વે બેસાડયા.

શીકારનો તને બહુ શોખ હશે નહિ વારૂ ? અને આવા એકાન્ત દેશમાં મનને આનંદ પમાડવાનું એ શિવાય બીજું સાધન પણ શું હોય કર્ણસિંહે પુછયું.

આપનું કહેવું યોગ્ય છે. શિકાર શિવાય રમ્ય મોતી સરોવરની સપાટીપર નૌકામાં બેશી ફરવાને બ્હાને પણ દિવસનો કેટલોક ભાગ વ્યતિત કરૂંછું. કહી પોતાના મુખાર્વિંદપર સરોવરના નામ સાથે કુમુદસુંદરી યાદ આવતાં થએલો હર્ષ છુપાવવા રસ્તાપર ઉગેલું જંગલી ફુલ ચુંટવા વિલાસી નીચો નમ્યો.

શુરવિર યુવક આ ઉપરથી તને સ્વતંત્ર રીતે રહેવું વધારે પસંદછે એમ હું માન કરૂંછું.

અને આપનું અનુમાન ખોટું નથી. મ્હારી આવકના પ્રમાણમાં ખર્ચ રાખી મધ્યમ વર્ગની સંતોષી જીંદગી હું એકાન્ત મણીપુરમાં રહીને ગુજારૂંછું.

ઉપર પ્રમાણે વાતો કરતા કરતા ત્રણે જણાં મણીપુરમાં આવી પ-હોચ્યા. અને વિલાસીની ઇચ્છા પ્રમાણે બેઉ મુસાફરોએ વિલાસીના વિલાસ ભવનમાં ઉતારો લીધો.

ગત પ્રકરણોમાં બતાવ્યા પ્રમાણે વિલાસભવન રસિકદુર્ગની અને વધારે સ્પષ્ટ બોલતાં રસિકદુર્ગમાં આવેલા કુમુદસુંદરીના ઓરડાની બરોબર સ્હામે આવેલું હતું કે જેનુ બારીક અવલોકન પણ વિલાસીના એક વિ-લાસનું કારણ હતું.

થોડીવારમાંજ જમવાનો વખત થયો અને કાનાજી પણ થાકેલો તથા ધરાયલો હોવાથી તેને પણ સાથે જમવા બેસાડી ત્રણે જણ જમતાં બેઠા.

આપ રાજવંશીના લાયક ભોજન તેમજ ભોજન સામગ્રી મુજરંકના ઘરમાં ન હોવાથી મ્હારા મ્હારાજે બાગેજ આપને રૂચતી રસોઇ બનાવી હશે જમતાં જમતાં વિલાસીએ વિવેક કર્યો.

વિલાસી એમ બોલવું નકામું છે આથી શી વધારે સામગ્રી. રાજ-વંશીઓ જમતા હશે. તેમનો ખોરાક જગન્નિયંતાએ સોના રૂપાનો

તો નથી કર્યો. હસતાં હસતાં કર્ણુસીંહે કહ્યું,

વાર્તાવિનોદમાં ભોજન કરી રહ્યા પછી પાન સોપારી લઇ વિલાસી તથા કર્ણુસીંહ સરોવરપર પડતા છજાના ભાગમાં આવી ખુરશીપર બેઠા અને વિલાસીએ વાત ઉપાડી કહ્યું કર્ણુસિંહજી આથી રમણિય ખુદરતી દેખાવ આપે આ પ્રગણામાં બીજા કોઇપણ સ્થળે જોયો નહીં હોય.

તારૂં કહેવું સત્ય છે ખુદરતે પોતાની ખુબ સુરતી આ ભાગને અનુપમ રિતે બક્ષીછે. અને આંહીથી આસરોવરની મધ્યે આવેલા ટેકરપરના કીલ્લાની ખુબી ખરેખર અલૌકિક જણાય છે. મને ખબર મળ્યા પ્રમાણે રસિકચંદ્રનો રસિક દુર્ગ છે નહી વારૂં ?

જી. હા. હા. એજ રસિક દુર્ગ અચકાતાં અચકાતાં વિલાસીએ કહ્યું.

વિલાસીએ અચકાતાં અચકાતાં આપેલા જવાબથી કર્ણુસિંહને રહેજ અજાયબી લાગી અને વિલાસીના મુખ સ્હામી દ્રષ્ટી કરી તે બોલ્યો. રસિક ચંદ્રને ને મારે નાનપણુની દોસ્તી છે મહારાજા શિલાદિત્યની સાથે વનવાસમાં હતા અને ત્યાર બાદ તેમને સાથજ અમે રહ્યા મળવાનો મને પ્રસંગ મળ્યો નથી.

ત્યારે હું ધરૂં છું કે આપ આપની જુની મૈત્રી અંગે રસિકદુર્ગમાં જઇને રસિક ચંદ્રની મુલાકાત લેશો. હા હા આપ જરૂર ત્યાં જવાના હશો. અને તેથીજ વખતે આપનું આ તરફ આવવું થયું હશે. જરા ત્વરિત ગતિથી વિલાસી બોલી ઉઠયો.

રસિક દુર્ગની વાત કરતાં બીજી વાર વિલાસીના મુખનો ફેરફાર આ વખતે કર્ણુસિંહે જોયો છતાં જોયું ન જોયું કરી તેણે આગળ વાત ચલાવી

હાલ તુરત તો ત્યાં જવાને મને અવકાશ નથી કારણ મારે અન્ય પ્રસંગને લીધે આ તરફ આવવું થયું છે. પણ વારૂં રસિકચંદ્રના કુટુંબમાં કોણ કોણ છે—? ધારવા પ્રમાણે તેમનાં પત્ની તો મરણુ પામ્યાં છે. અને તેમને કાંઇ પ્રજાનું સુખ છે કે નહિ તેની મને બરોબર ખબર નથી હું નથી ધારતો તેમને કાંઇ પ્રજા હોય. ?

તેમને એક છોકરી છે.—

અને—અન્ય પ્રજા નથી તેમની તે એકની એક પુત્રીજ તેમની વૃધાવસ્થામાં સુખનું સાધન છે.

એમ ? છોકરીની ઉમર કેટલાક વરસની હશે વારૂં ?

ચૌદેક વર્ષની હશે. ?

શું તે ખુબ સુરત છે? હું નથી ધારતો કે એટલી તે બધી આકર્ષક હોય.

નાજી આપની મ્હોટી ભુલ છે તે ઇંદ્રની અપ્સરા સમાન લક્ષ્મીનો નાદ મુકાને એવી ખુબ સુરત છે એટલુંજ નહી પણ જેવી તેની ખુબસુરતી તેવીજ તેની સાલસાઈ તેવોજ તેનો નમ્ર સ્વભાવ તેવીજ તેની દીનતા છે ને આખું મણિપુર તેનાં એક અવાજે વખાણ કરે છે. જરાક ઉશ્કેરાયલા સ્વરે વિલાસીએ કહ્યું.

વિલાસીની આ ત્રીજી વારની ઉત્સુકતા કર્ણસિંહની જાણ બહાર ગઇ નહી અને તે બોલ્યો ત્યારે તેની ખુબ સુરત અને એકની એક પુત્રીને માટે માગાં પણ પુષ્કળ આવતાં હશે.

જિલાસા શાન્તી રહી અને કર્ણસિંહને વળી માલમ પડ્યું કે રસિક દુર્ગના સબંધમાં વાત કરતાં વારં વાર વિલાસી અચકાય છે તેથી વાત ફેરવી નાંખવાના ઇરાદાથી બોલ્યો તું કહે છે તેમ ખરે ખર આ ભાગનો દેખાવતો બહુજ મનહર છે વળી સરોવરના જળમાં પડતો રસિકદુર્ગનો પાછલો ભાગતો બહુજ ચિત્તા કર્ષક લાગે છે.

આપની જો એ ભાગ જોવાની ઇચ્છા હોયતો ચાલો મારી નૌકા તૈયાર છે આપ કહો ત્યાં આપને સરોવરપર ફેરવું.

મારા યુવાન મિત્ર તરી ભલમનસાઇ માટે તને ધન્યવાદ આપું છું છતાં હાલમાં તેમ કરવા મને નવરાશ નથી. હાં ઠીક સાંભર્યું જો આંહી બેઠા બેઠાજ આપને તે ભાગ ધ્યાન પુર્વક જોવો હોયતો મારી પાસે દુર દર્શક યંત્ર છે હું આપને આપુ કહી તુરત વિલાસીએ ઉઠી પોતાની પાસે નું યંત્ર માપસર કરી કર્ણસિંહના હાથમાં મુક્યું. બહુ સારૂં યંત્ર છે. વાહ ઝીલાનો દરેક ભાગ સ્પષ્ટ દેખાય છે જોતાં જોતાં કર્ણસિંહે કહ્યું. આગળ પાછળના ભાગનાં ઝાડોની ઘટા પણ આપથી સ્પષ્ટ દેખાતી હશે.

હા બહુજ સ્પષ્ટ સ્પષ્ટ દેખાયછે. વળી. પેલા ઓરડાની બહારીની અંદર ટંગાવેલા પડદાની ઝાલર હાલતી પણ આબેહુબ દેખાય છે અને અરે ! આશું. ! ! સમુર સમુર બહારી આગળ ઉભેલી એક યુવિતિ પણ દેખાય તે શું કરે છે ! આંહાં બહારીમાં એક સુંદર મોટો ગોટો ટંગાવતી દેખાય છે.

શું બહારીમાં ગોટો ટંગાવતી જણાય છે. કહી ત્વરાથી વિલાસીએ કર્ણસિંહના હાથમાંથી યંત્ર ઝુંટાવી લઇ પોતાની આંખે લગાડ્યું અને બા-

રીમાં ગોટા ટંગાવતી કુમુદસુંદરીને પ્રત્યક્ષ નિહાળી.

ક્ષણવાર પોતે કરેલ યત્ર ઝુંટી લેવાની ઉદ્ધતાઈ વિલાસીને સાંભરી આવી અને પોતાના આ આતુર મનો ભાવ રખે બહાર પડી ગયો હોય એવા વિચારથી ચિંતાતુર હૃદયે તેણે તે પાછું કર્ણસિંહ ને આપવા માંડયું.

નાના હવે તો જવાનો વખત થયો કહી કર્ણસિંહે દ્વારપાળને પોતાના અશ્વો તૈયાર કરવાની આજ્ઞા આપી ઉઠયો અને થોડીવારમાં મુસાફરી માટે તૈયાર થઈ અશ્વા રોહણ થઈ પોતાના નવિન મિત્ર જુને પ્રાણરક્ષકની આજ્ઞા લીધી.

કર્ણસિંહને વિદાય કરી આવી તુરતજ પોતાની પ્રિયાના સંકેત ને માન આપવા વિલાસીએ પોતાની નૌકામાં બેશી નિર્મળ સ્થળ તરફ તેને હંકારી.

## પ્રકરણ પાંચમુ,

——:(০):——

### દુઃખી મેળાપ.

When thou art gone there creeps into my heart
A cold and bitter consciousness of pain;
The light the warmth of life with thee depart
And I sit dreaming over and over again
Thy greeting clasp, thy parting look and tone
And suddenly I wake—and am alone

Frances Anne Kembel.

તું જાતાં હૃદયે કંઇ કંઇ થતાં, પીડા ખમું કારમી,
તેજી દેહ તણી જતાં, જીવતણી શક્તી; જતાં તું, નમી,
નેં મ્હારા શુભ સ્વપ્નમાં, અનુભવું આલિંગને તાહરૂં,
ત્હારી દ્રષ્ટ મિઠી, અને સ્વર વળી; જાગી; વપુ માહરૂં.

-:(০):-



“જ્યારે મ્હારે આપને મળવું હશે અથવા કંઇ કહેવા માટે આપને મારે બોલાવવા હશે ત્યારે જે બ્હારીમાં હું મારા પિતા સાથે ગઇ કાલે સ્હાંજની બેઠી હતી તે બ્હારીમાં હું એક મોટા સુશોભિત ફુલોનો ગોટો ટીંગાવીશ.”

એ પ્રમાણે કુમુદસુંદરીએ પોતાના પ્રિયતમને છેલી મુલાકાત વખ જણાવ્યું હતું અને તે ઉપરથી કર્ણસિંહના હાથમાંથી વિલાસી ય ઝુંટાવી લે તે સ્વાભાવિક હતું.

મનોહારિણિીને મળવા માટે ઉત્સુક હોવા છતાં આમ ઓચિંતો બોલાવવાના કારણથી અજ્ઞાત હોવાથી શોક સાગર નિમગ્ન વિલાસી અનેક તર્ક વિતર્કો કરતો, વખતે ઉદયસિંહની બાબતમાં કાંઇ વધુ હકીકત કહેવાનેતો નહિ બોલાવ્યો હોય! એ વિચારે નિરાશામાં ડુબ્યો હતો અને તેથી જેમ બને તેમ જલદી નિર્મિત સ્થળે પહોચવા તેણે જોરથી હલેસાં મારવા માંડયાં.

થોડી વારમાંજ નિર્મિત સ્થળે નૌકા આવી પહોચી અને એક કુદકો મારી વિલાસી કીનારાપર પડયો અને નૌકાને ખીલે બાંધી ઝાડોની ઘટામાં અદૃશ્ય થઈ ગયો.

કુમુદસુંદરી ત્યાં ક્યારની આવી પહોચી હતી વિલાસી આવતાં વાર તે તેને વળગી પડી. અને તેનાં મૃગલીનાં ચપળ નેત્ર સમાન નેત્રોમાંથી ઉષ્ણ અશ્રુની ધારાઓ નીકળવા મંડી.

વ્હાલી કુમુદ આમ શોકનું શું કારણ છે. ? પ્રિયા શાન્ત થા મ્હને આવેલું ગઇ કાલનું સ્વપ્ન.—

સ્વપ્ન! વ્હાલા સ્વપ્ન શાનું કહી, પ્રતિ ઉત્તર સાંભળવાની દરકાર કર્યા વગર કુમુદસુંદરીએ કહ્યું, વ્હાલા સ્વપ્નની વાતપર લક્ષ આપશો નહિ કારણ સ્વપ્નાં સદાને માટે ભુલાવનારાં અને હમેશાં ખોટાં હોય છે.

તારા ચેહેરાની આકૃતી ઉપરથી મને આપણા સબંધમાં કાંઇ અશુભ બનાવ બન્યો હોય વા બનવાનો હોય એમ ભાસ થાય છે; માટે પ્રિયા કૃપા કરી કહી દે કે શું કામ તારૂં મુખાર્વિંદ આવું વિહ્વલ છે!

વ્હાલા વિલાસી એ વાતની પ્રસ્તાવના આપને ગઇ મુલાકાતે નહોતી કરી?

શું ત્યારે આ હીણુ ભાગીને મારી કહેલી કુમુદ બીજાની થશે કે થઇ છે. એ સાંભળવાનું રહ્યું છે?

પ્રિયતમ મારૂં વચન આપને યાદ નથી? આપની અર્ધાંગના નહી કહેવડાવું તો આ દેહનો બીજો કોઇ માલીક થવાનો નથી એ મેં આપને નથી કહ્યું?

ત્યારે આટલી બધી ઉદાસીનું શું કારણ છે! હાં હાં તારા પિતા હવે તને વારંવાર ઉદયસિંહ સાથે પરણવા માટે કહેતા હશે નહિ વારૂં!

હા પ્રિયતમ અને તેથી મારા અંતઃકરણમાં એકદમ એવી લાગણી થઇ આવી કે જો હું આપને તુરત મળી મારૂં હૃદય ખાલી નહી કરૂં તો તે ફાટી જશે અને તેટલાજ માટે એચિતા મેં આપને બોલાવ્યા.

કુમુદ વ્હાલી કુમુદ તેં કર્યું તે વ્યાજબીજ કર્યું છે. મારા શિવાય હાલમાં આ સ્થિતિમાં તને દિલાસો દે એવું કોણ છે! આપને મળતાં પહેલાં મારા મનમાં આપને કહેવાના લાખો વાતો યાદ આવી હતી. હવે જ્યારે આપણે મળ્યાં છીએ ત્યારે ગભરાટથી મારા હૃદયમાંથી આપને શીશી વાતો કહેવાની છે તે સર્વ ભુલી ગઇ છું.

તારી ઇચ્છા હોયતો તારા પિતાને પગે પડી હું એકદમ તારાં ને મારાં લગ્નની માગણી કરૂં.

નાના વ્હાલા જો જો એમ કરતા. ગભરાટમાં કુમુદસુંદરીએ કહ્યુ, કારણુ પોતાના પિતાને તો તેણે પોતે ઉદયસંહિ સાથે લગ્ન કરશે એમ કહ્યું હતું. છતાં તે રહસ્ય પોતે પોતાના વિલાસીને કહેતાં અચકાઇ હતી.

તારી તેમ કરવાની ઇચ્છા નથી તો તારી મરજી વિરૂદ્ધ મારે તેમ કરવાનું પ્રયોજન નથી છતાં—પોતે છુપાવેલી વાત રખે આવેશમાં બ્હાર પડી જાય તે અટકાવાના ઇરાદાથી કુમુદ વાત ફેરવી બોલી વ્હાલા મળતાંજ આપે ગઇ કાલે રાત્રે આપને સ્વપ્ન આવ્યું હતું તે કહ્યું હતું તે શું સ્વપ્ન હતું!

પ્રિયે ગઇ કાલે રાત્રે હમેશના મારા રીવાજ મુજબ ત્હારૂં વદન કમળ જોવાને ઉત્સુક બનેલો હું સરોવરની સપાટીપર નૌકામાં બેશી તારા ભવન નજીક ફરતો હતો. વારંવાર તારી બ્હારી સ્હામા નજર કરી છતાં કોઇ જણાવુ નહિ અને એકા એક મારી આંખમાં મ્હેં ઘણું વાર્યા છતાં નિદ્રા ભરાઇ ગઇ મેં તે ફ઼રવાડી રાખવા ઘણો યત્ન કર્યો તો પણ તે બધ થઇ ગઇ અને નિદ્રાધીન થતાંજ મેં આકાશના તારાઓને [illegible] અલૌકિક

ચળકાટ જોયો અને તે ચળકાટ આખા સરોવરમા ફેલાઇ જાણે રૂપાનું બનેલું હોય નહિ એવું બનાવી દીધુ. તે ચળકાટમાંથી ધોળા બરફ જેવાં સુશોભિત વસ્ત્ર પહેરેલાં છે એવી પાંચ પરીઓ જેવી આકૃતીઓ મને જણાઇ તેઓ મારી નૌકાની આગળ-પાછળ આનંદથી નૃત્ય કરવા લાગીઓ અને આખરે મારી મન કામના પુર્ણ થશે એમ મને આર્શીવાદ આપતી સ્મિત હાસ્ય કરતી તેઓ જેવી રીતે દેખાઇ હતી તેવીજ રીતે ધીમે ધીમે અદૃશ્ય થઇ ગઇઓ. અને તુરતજ હુ જાગી ઉઠગો. આ ઉપરથી આવા વખતમાં આપણા સબંધમાં મને કાંઇક આશા રહે છે.

સ્વપ્ન તે સ્વપ્નજ તેતો વળી ખરૂં પડતુ હશે ?

ત્યારે તુંશું મને મુર્ખ માને છે અને તેથી હુ એવી વાતપર ધ્યાન આપુંછુ. નાના પ્રિયા એમ નથી તે સ્વપ્નમાં ખરા પણાના આભાસની મારૂં હૃદય ખાત્રી પુરે છે

પ્રભુ તે આશાઓ પુર્ણ કરે પણ વ્હાલા વિલાસી હવે હુ જવાની રજા માગીશ કારણ મને આવે બહુ વખત થયો. પિતાજી મારી રાહ જોતા હશે માટે હવે જવું જોઇએ.

છેલ બટાઉ આશકના પ્રિત મેળવવાના કાલાવાલા તથા ક્રુર પિતાની આપવા માટેની આજીજી સાંભળવા ખરૂં વાલી, કુમુદ? વિલાસી મારા ભાગ્યમાં લખ્યું હશે તે બનશે. આપને માટે મને પ્રભુએ નિર્માણ કરી હશે તો કદાપિ કાલે હુ અન્યની થવાની નથી. માટે વ્હાલા હવે પ્રભુપર ભરોસો રાખવો એ આપણુ કર્તવ્ય છે પ્રિયતમ જઉછું કહેતાં કહેતાં ગમગિન થઇ ગયેલી કુમુદસુંદરીએ જેમ તેમ કરી પોતાની ખુબસુરત આંખોમાં આવી ગએલાં આંસુ ખાળી રાખ્યાં.

જઉછું પ્યાર—

પ્રિયા હાલતો જા વળી કયારે મળીશું. ?

હુ સ્વતંત્ર નથી તે આપ કયાં નથી જાણતા ?

છતાં આપણી સંજ્ઞાને માટે હુ તારી બારી સ્હામું ધારી ધારીને જોઇશ માટે બનેતો જલદીથી મળવાને માટે યત્ન કરજે.

જેમ આજ્ઞા વ્હાલા જઉછું જઉછું-જઉછુ-જઉછું-જઉછું કહેતી કહેતી અશ્રુ ખાળી રાખવાને હવે અશક્ત થએલી કુમુદસુંદરી વિલાસીને વળગી પડી. અને હવે વખત બહુ ગયો છે તેથી પિતાજી વ્હીડાશે એવો વિચાર આવવાથી અતિપ્રયાસે એકદમ પોતાના પ્રિયતમના આલીંગનથી છુટી, જઉછું

જઉછું—કહેતી કહેતી કુમુદસુંદરી ઝાડોની ઘટામાં અદૃષ્ય થઇ ગઇ.

જઉછું—જઉછું. કહેતી કહેતી કહેતી આવીછું અને હવે તેમની પાસેથી સદાને માટે જઇશ એમ મનમાં વિચાર કરતી કરતી તે આગળ ચાલી અને જેમ તેમ કરી પોતાના ભવનના બાગમાં આવી એક લતા મંડપમાં પેશી ગઇ. એકાન્તમાં પડવાથી પોતાના વિલાસીનો વિશ્વાસ તથા પ્રેમ તેને સાંભરી આવ્યો અને પોતાનું ગમગિન અંતઃકરણ ખાલી કરવા હવે તે ચોધાર આંસુએ રડી પડી. થોડીક વાર પછી તે શાન્ત થઇ અને એટલામાંજ પોતાના પિતા રસિકચંદ્રને એક ભિન્ન પુરૂષ સાથે પોતે બેકી હતી તે લતા મંડપ તરફ આવતાં તેણે જોયો.

જેમ બને તેમ પોતાનો ચ્હેરો પ્રફુલ્લિત કરી કુમુદસુંદરી બ્હાર નીકળી અને તુરતજ તેના પિતાએ આ મારો જુનો એક મિત્ર છે એમ કહી કર્ણસિંહની ઓળખાણ કરાવી

કુમુદસુંદરીએ પોતાનું મસ્તક નમાવી પોતાના પિતાના જુના મિત્ર કર્ણસિંહને પ્રણામ કર્યા.

ઠીક થયું તે તું આવી પહોંચી બ્હેન કુમુદ જા હવે જલદીથી કર્ણસિંહને તથા આપણે વાસ્તે સાંઝના વાળુની તૈયારીઓ કર.

વારૂં કહી કુમુદે ચાલવા માંડયું.

મ્હારે માટે ખાસ તસ્દી લેવાની જરૂર નથી હું કયાં મેમાન છું આતો મારૂં ઘર છે બ્હેન માટે કાંઇ તરખડ કરીશ નહિ કર્ણસિંહે કહ્યું.

કુમુદના ગયા પછી કર્ણસિંહે કહ્યું પ્રિય મિત્ર તને જોતાં વ્હાલ ઉપજાવે એવી પુત્રીની બક્ષીસ પ્રભુએ આપી છે.

હા ભાઇ જેવી તે ખુબ સુરત છે તેવીજ તે આજ્ઞાંકીત છે અને તેથી હું મારા આત્માને તેની બાબતમાં ધન્યવાદ આપું છું; તેનો વિવાહ મેં ઉંચ કુળના અને સુશોભિત ઉદયસિંહ જોડે કર્યો છે.

શું જયસિંહના ઉદયસિંહ જોડે! એમ ??

મિત્ર તેની પાસે તેના પિતાનો પુશ્કલ પૈસો—ગાડી—વાડી વિગેરેની સ્હાયથી છે—ને યુવાન અને સ્વરૂપવાન છે તો કુમુદના ત્હેની સાથેના વિવાહ વીશે ત્હારો શું મત છે?

બે મિત્રો આ વાતમાં ગુંથાયા હતા એટલામાં ભપકાબંધ અને રોફી પોશાગ પહેરી આખા જગતને તૃણવત્ દેખતો હોય એમ ચીપી ચીપી પગલાં મુકતો ઉદયસિંહ ત્યાં આવી પહોંચ્યો. રસિકચંદ્રે તેની કર્ણસિંહ

સાથે મુલાકાત કરાવી.

શુરવિર સરદાર તરીકે મેં આપનું નામ સાંભળ્યું છે છતાં આપના દરજ્જાને યોગ્ય પોશાગ આપે પહેર્યો નથી કહો તો એક બે જોડ હું મારે ત્યાંથી આપને મોકલાવું પોતાના પોશાગ તરફ રહેજ ગર્વની નજરથી જોતાં ઉદયસિંહે કર્ણસિંહને કહ્યું

આપનો ઉપકાર માનુંછું. મનેતો મારો સાદો પણ સ્વચ્છ પોશાકજ આવા ઠાઠ માઠના પોશાગો કરતાં વધારે પસંદ છે જરા મજાકના અવાજમાં કર્ણસિંહે ઉત્તર વાળ્યો.

મિત્ર કર્ણસિંહ—ઉદયસિંહ. ચાલો હવે આપણે ભવનમાં જઈએ. કહી રસિકચંદ્રે ચાલવા માંડયું.

ચાલો કહી કર્ણસિંહે પણ રસિકચંદ્રની પાછળ ચાલવું શરૂ કર્યું હું આટલામાં ફરી એકાદ ગોટાને માટે પુષ્પો એકઠાં કરી આપને આવી મળુંછું કહી ઉદયસિંહે બાગમાં ફરવાનો રસ્તો લીધો.

બંને મિત્રો એકલા પડતાં વળી રસિકચંદ્રે વાત ઉપાડી કેમ મિત્ર, ઉદયસિંહ માટે ત્હારો શો મત છે!

ઠીક છે—સ્હેજ મરડાટીમાં કર્ણસિંહે જવાબ દીધો.

ના એમ કેમ! શા માટે એમ બોલે છે! પ્રથમ સમાગમમાં ઉદયસિંહની વર્તણુક ત્હને અજાયબ લાગી હશે પણ જેમ જેમ તેના સંબંધમાં તું આવતો જઇશ તેમ ત્હેના માટે ત્હારો ઉંચો અભીપ્રાય થશે.

ઘણી વખતે એમ બને છે છતાં મિત્ર તું આ દેવરૂપ જેવું કન્યા રત્ન અયોગ્ય હાથમાંતો નહીજ સોંપે એવી હું આશા રાખું છું. કર્ણસિંહે કહ્યું.

નાનાબીલકુલ નહિ તે સર્વવાતે કુમુદનું મન હરણ કરી લે એવો પ્રેમી છે તેથી તો લગ્ન પણ તુરતજ કરવાનાં છે

કયારે ?

આ શનીવારેજ.

એટલા બધાં વહેલાં? આજે બુધવારતો થયો.

હા. ગુરૂ શુક્રર અને શની ફક્ત ત્રણ દિવસનીજ વાર છે માટે મ્હારા જુના મિત્ર ગમે તેમ કરી તેટલા દિવસ અત્રે રહેવા હું તને ખરા અંત કરણ પૂર્વક આમંત્રણ કરૂં છું.

ત્હારી મરજી હશે તો શનીવાર સુધી રહેવામાં મને કાંઇ વાંધો

નથી.

હ્વે મારૂં કહેવું કબુલ રાખ્યું તે ઠીક થયું-હર્ષથી ઉભરાઇ જતાં રસિકચંદ્રે કહ્યું. અને " હવે જે થાય છે તે ઠીક થાય છે કર્ણુસિંહ. મારી પાસે હશે એટલે કુમુદથી વારંવાર તેના લગ્ન સંબંધમાં મારી સાથે વાતો થશે નહિ અને કર્ણુસિંહની હાજરીમાં મનેકેકમને. પણ ઉદયસિંહ સાથે પરણુવા તે તૈયાર થશે ચાલો પ્રભુ જે કરેછે તેસારાને માટે" વીગેરે વિચારોથી રસિકચંદનું મન પ્રફુલિત થઇ ગયું.

જમવાનો વખત થયો છે એમ કુમુદ બ્હેને કહાવ્યું છે માટે પધારો.' એક ચાકરે આવી વિનંતી કરી.

મિત્ર તું ગોઠવણ કરતો થા એટલામાં હાથ મોં વિગેરે ધોઇ હું આવું છું કહી કર્ણુસિંહ પોતાને ઉતારો આપેલા ઓરડામાં ગયો

ત્યાં જતાં વાર તુરત તેણે પોતાના સ્વાર કાનાજીને બોલાવ્યો. અને મહારાજા શિલાદિત્ય વઢવાણુ જવાના હતા તે ગયા હશે કે કેમ ? એમ અધીરા બની પ્રશ્ન કર્યો મહારાજ મહારાજા ગઇ કાલે વઢવાણુ પ્હોંચી ગયા હશે કાનાજીએ નિચા નમી જવાબ દીધો.

એમ ? તો તું ગમે તેટલા પૈશા ખરચ થાય તેની ફીકર નહી. રસ્તામાં ઘોડો બદલવો પડે, ભાડે લેવો પડે ડુવેચાનો લેવો પડે તેની ફીકર નહિ પણુ આ ચીઠી લઇ જેમ બને તેમ ઉતાવળે વઢવાણુ જઇ શનીવારની સાંજ સુધીમાં તું પાછો આવ. આનો તને પણુ હું યોગ્ય બદલો આપીશ કહી કર્ણુસિંહે કાનાજીના હાથમાં મહારાજ શીલાદિત્યના નામનો એક ખાનગી પત્ર તથા રૂપીઆની ભરેલી એક કોથળી મુકયાં આપની આજ્ઞા પ્રમાણે જેમ બનશે તેમ ઉતાવળથી વઢવાણુ જઇ મહારાજને મળી તેમનો જવાબ લઇ બનતી ઉતાવળથી શનીવારની સાંજ સુધીમાં હું આંહી પાછો આવીશ કહી કાનાજી ત્યાંથી પોતાના શેઠ કર્ણુસિંહને પ્રણામ કરી ચાલી નીકળ્યો.

રસોડામાં જમવાની તૈયારી થઇ ગઇ હશે એમ ધારી કર્ણુસિંહ પણુ હાથ મોં ધોઇ જમવા માટે રસોડા તરફ વળ્યો.



## પ્રકરણ છઠું

### સરોવરના અદ્‌ભુત સાથિઓ.

I have dreamed
Of much offence and trouble which my mind
Knew never till this irksome night.
Milton

સ્વપ્ન આવ્યું મ્હને આજે દારિદ્ર દુઃખથી ભર્યું.
ખ્યાલ તેનો કંઇ ન્હોતો રાત્રિએ હૃદયે ધર્યું.



દુધપાકપુરી, ભંજીઆં, શાક, રાઇતાં વિગેરેનું ઉત્તમ ભોજન કર્યા પછી બંને મિત્રો ઉદયસિંહ સાથે દીવાનખાનામાં આવ્યા. પાનસોપારી ખાતાંખાતાં કર્ણુસિંહે કુમુદસુંદરીની દેખરેખ નિચે બનાવેલા સ્વાદિષ્ટ ભોજનની બહુ સારી પ્રસંશા કરી. લુગડાં પહેરતાં પહેરતાં ઉદયસિંહે પોતાના જાતી સ્વભાવની માફક બીજીવાર પોતાના પોશાકની સુંદરતા તથા પસંદગી માટે વાત ઉપાડી તેને રસિકચંદ્રે " મારો મિત્ર કર્ણુસિંહ તે તથા અન્ય બાબતમાં ત્હમારા કરતાં તેની યુવાવસ્થામાં વધારે શોખીન હતો એટલે એ વાતતેને વારંવાર કહેવાની જરૂર નથી " કહી શાન્ત કર્યો.

ત્યારબાદ ચાકરોએ રસિક દુર્ગનાજ બાગમાં ઉગેલા ફળ ફળાદીના તાટ આણ્યા. તથા તેની સાથે ઉત્તમ નીશા યુક્ત દાક્ષારસના પણ બે એક શીશા રૂપાના પ્યાલાઓ સાથે ટેબલપર મુકયા.

ફળ ફળાદી ખાઇ રહ્યા પછી રસિકચંદ્રે પોતાના બાળપણના મિત્ર કર્ણુસિંહને એક પ્યાલો ભરી દાક્ષારસ પાયો અને કર્ણુસિંહના હાથનો એક પ્યાલો પોતે પીધો. ઉદયસિંહે જેને નાનપણથીજ પોશાગની માફક દ્રાક્ષારસનો પણ બેહદ શોખ હતો એટલામાં બે ચાર પ્યાલા ઉઠાવ્યા અને નીશામાં ચકચુર બનતાં જે કોટનાં પોતે એક અવાજે વખાણ કરતો હતો તેને દ્રાક્ષારસથી ભીંજવ્યો.

પોતાના ભવિષ્યના જમાઇના આવર્તનથી રસિકચંદ્રને સ્હેજ નોટ ઉમેદી થઇ અને ઉદયસિંહની વધારાની બેઉકુફાઇ ઢાંકવાના ઇરાદાથી પોતાના મિત્ર કર્ણસિંહને લઇ ફરવાના ઇરાદાથી બાગમાં ગયો.

એકલા પડેલા ઉદયસિંહે વળી એક બે પ્યાલા ઉઠાવ્યા અને નીશામાં એટલો ટૅં થઇ ગયો કે પોતે ક્યાં છે—શું કરે છે તેનું પણ તેને ભાન રહ્યું નહી.

નીશામાં ચક ચુર બનીને ત્યાંથી ઉઠવા ગયો પણ લથડીયું આવતાં ફરી પાછો ત્યાંનો ત્યાં પડયો. વળી ઉઠવા પ્રયત્ન કર્યો વળી પડયો. ત્રીજી વાર મહા પ્રયત્ને ત્યાંથી તે ઉઠયો અને લથડીઆં ખાતે ખાતે તેણે જ્યાં પોતાના પગે જવા માંડયું ત્યાં જવા માંડયું.

પગથીઆં એક બે ઘડીમાં ત્રણ ચાર એમ ઉતરતાં ઉતરતાં તે રસિકદુર્ગના પાછલા દાદરેથી સરોવરના તટ પર તે આવ્યો નીશામાં ચક ચુર હોવાથી પોતે ક્યાં જાય છે તેનું તેને બીલકુલ ભાન રહ્યું નહી લથડીઆં ખાતે ચાલતાં ચાલતાં રસ્તામાં પડેલી એક સીલાની ઠોકરમાં તે આવ્યો અને છતાપાટ પડતાં જરા શરીર છોલાવાની સાથે તેને પોતાની સ્થીતીનું ભાન આવ્યું. સ્હેજ જરા તે ટટાર થયો અને વળી ચાલવા મંડયો આઠ દશ પગલાં ગયો હશે નહિ એટલામાં વળી એક લ્હેરનું ઝોકું આવતાં તે ઉથલી પડયો. આ વખતે તે સરોવરના કીનારાની એટલો પાસે પડયો હતો કે જો જરા જોરથી પડયો હોતતો જળાશયમાંજ શયન કરત.

પોતે કરેલા નીશાને માટે પોતાના આત્માને ઠપકો આપતો ઘડીમાં જાગૃત થતો. ઘડીમાં નીશામાં પડતો પાછો ઉદયસિંહ ઉઠયો અને આગળ ચાલવા મંડયો. ચાલતાં ચાલતાં વિલાસી અને કુમુદસુંદરીના હમેશાં મળવાના લતા મંડપમાં તે આવી પહોચ્યો. અને થાકથી નીશાથી બેભાન બની વળી તે પાછો પડયો અને ત્યાંજ નિદ્રાધીન થયો. આણી તરફ વાતો કરતા કરતા બાગમાંથી બે મિત્રો રસિક દુર્ગમાં આવ્યા અને ત્યાં ઉદયસિંહને ન જોતાં કર્ણસિંહે તે બાબતમાં પ્રશ્ન કર્યો તેનો "તેઓ વખતે બારોબાર પોતાના મુકામે ગયા હશે" કહી રસિકચંદ્રે રખે પોતાના જમાઇની વધુ ફજેતી થાય તે બીકથી વાત ઉડાવી. અને પોતાની કુમુદને બોલાવીને કર્ણસિંહને એક ગાયન સંભળાવવા કહ્યું.

જેમ મરજી કહી કુમુદસુંદરીએ પોતાનો કોયલના ટહુકા જેવો પણ

કોરે મુકી દે એવા મધુર સ્વરથી સુંદરીના ઝીણા અને કોમળ સુર સાથે એચાર રાગ આલાપ્યા. જે સાંભળી કર્ણસિંહ કુમુદસુંદરીની છટા, તેની સુંદરી વગાડવાની ઉતમ ઢબ વિગેરે જોઇ અચંબાથી છક થઇ ગયો અને લગભગ રાત્રિના અગીઆરેક વાગ્યાના શુમારે સર્વે નિદ્રાધીન થયાં.

વિલાસી અને કુમુદસુંદરીના મેળાપની લતા કુંજમાં નિદ્રાવશ થએલ ઉદયસિંહ સ્વપ્નાવસ્થા અનુભવવા લાગ્યો. વિલાસીએ ગત પ્રકરણમાં વર્ણાવેલ સ્વપ્નનો અનુભવ તે અનુભવવા લાગ્યો એટલામાં વિલાસી જે હમેશની માફક પોતાની પ્રિયાના મુખનું દર્શન કરવા સરોવરની સપાટીપર નૌકામાં બેશી ફરતો હતો તે અનાયાસે ત્યાં આવી ચડયો અને પોતાની પ્રિતમાં થએલા સ્પર્ધીની આવી અધમાવસ્થા જોતાં વિસ્મય થયો ને તેની પાસે ગયો અને જોતાં ઉદયસિંહ નીશામાં ચક ચુર એવી ગાંઢ નીદ્રામાં પડેલો ત્હેને જણાયો.

ગમ્મત કરવાના ઇરાદાથી તેણે તેને પોતાના હ્રષ્ટપુષ્ટ શરીરના બળે એક બાળકને ઉપાડે તેમ ઉપાડી પોતાની નૌકામાં મુકયો.

નૌકા હંકારતો હંકારતો વિલાસી પોતાની વિલાસીનીના વિચારમાં ને વિચારમાં ઉદયસિંહને મણીપુર લઇ ગયો અને કીનારે થએલ વૃક્ષોની એક આથી ઘટામાં તેને નૌકીમાંથી ઉપાડી પાછો સુવાડી દઇ પોતાના વિલાસ ભવનમાં નિદ્રાધીન થયો.

સુતાં સુતાં સ્વપ્નાવસ્થામાં સરોવરની સુંદરીઓને નીરખતો નીરખતો ઘડીમાં હસતો–ઘડીમાં દીલગીર થતો ઉદયસિંહ વિલાસીએ સુવાડેલ સ્થળે પડયો હતો તે સ્વપ્નાવસ્થામાં " તું આખરે ત્હારી ધારણામાં પાર પડવાનો નથી પણ પસ્તાઇશ" એવા સુંદરીઓના વાકયથી જાગી ઉઠયો. અને જુવે છે તો તેણે રસિકભવન સ્હામે કીનારે અને પોતાને મણીપુરના કિનારે પડેલો જોયો.

સ્વપનાવસ્થાના વિચારમાં—દ્રાક્ષારસના! ઘેનમાં રાત્રિના સરોવરના અદ્ભૂત સાથીઓએ મ્હને રસિક ભવનમાંથી ઉપાડી આંહી મુકયો કે શુ ? તે વિચારમાં ઉદયસિંહ ગુચવાઇ ગયો.

હશે જે થયું હશે તે ખરૂં કહી ઉદયસિંહ ઉઠયો–તેનું માથું ગઇ રાત્રે કરેલા નીશાથી ભારે ભારે લાગતું હતું તેથી દીલગીર ચ્હેરે તે પોતાના સ્થળે પહોંચ્યો. અને ત્યાંથી પોતાની તબીયત ઠીક ન હોવાથી ગઇ રાત્રે મળ્યા વગર ચાલી ગયો હતો અને આજે પણ અવાશે નહિ એવી

મતલબની એક ચીઠી તેણે રસિકચંદ્રને લખી. જે ગુરૂવારની પ્રભાતે રસિકચંદ્રને પહોંચી.

તે દિવસના અરસામાં તેમજ શુક્રવારના કાંઈ જાણવા યોગ્ય બન્યો નહિ. પરન્તુ શનીવારના પ્રભાતમાંજ ગુલાબ જળથી સુવાસિત કરેલ ચીઠીમાં ઉદયસિંહે રસિકચંદ્રને લખી જણાવ્યું કે " હું હાલ સારી પેઠે છું અને સાયંકાળે આપણે કરેલા સંકેત પ્રમાણે કાર્ય માટે ત્યાં આવીશ માટે વિવાહની સર્વ સામગ્રી તૈયાર રાખવી "

———:(०):———

## પ્રકરણ સાતમું.

———:(०):———

### યોગ્યનો યોગ્ય બદલો.

कुलंच शीलंच सनाथताच
विद्या चवित्तं चवपुर्वयश्च ।
एतान् गुणान् सप्त निरिक्ष्य देया
ततः परं भाग्य वशाहि कन्या ॥

કુળ ભાને, શીલ, સુકુળ વાળો,
પૈસે ટકે સુખી, ભણેલ, યશિ, રૂપાળો,
એ સાત ગુણ નીરખી દિધિ તે છતાં તો,
પ્રારબ્ધ વાંકુ દુહિતા દુખી જો.

———:(०):———




નીવારે પ્રભાતમાં વસન્ત ઋતુને લીધે આખા જગતને મનોહર લાગતો પરન્તુ આપણી નાયિકા કુમુદસુંદરીને શોક સાગરમાં બુડાડનો સૂર્ય ઉગ્યો.

આખા દિવસના અરસામાં કાંઈ જાણવા લાયક બનાવ બન્યો નહિં પોતાના પિતાના સ્વાર્થિપણાથી જે સ્હાંજે પોતાની દેહ પોતાની મરજી વિરૂદ્ધ ઉદયસિંહને આપવાનું ઠરાવ્યું હતું તે સાંજ. અરે ! કુમુદસુંદરીને દુઃખો દધિમાં ડુબાવનારી ત્હેની સર્વ ચીઠી આશાઓનો અંત લાવનારી પોતાના મનથી માનેલા પ્રિયતમનો સદાને માટે વિરહ કરાવનારી. શનીવારની સ્હાંજ પડી.

કુમુદસુંદરી રખે પોતાના હૃદયનું ધારેલું રહસ્ય કદી ભાગતાં વિલાસીને

કહી દેવાય એવી ધાસ્તીથી બે દિવસથી વિલાસીને મળી નહોતી. પિતાની ઇચ્છા પાર પાડી તેનું દુઃખ નિવારવાની કુમુદસુંદરીની ધારણા હતી અને તેથી વિલાસી કુમુદને પોતાની પ્રિયા કહી શકે એમ રહ્યું નહોતું તેટલાજ અરશુસર તે હવે વિલાસીને મળતાં અચકાઈ હતી.

પોતાના વૃદ્ધ પિતા તરફની ફરજ પોતાના મનથી પ્રિયતમ માની તે સંબંધમાં આપેલા વચનથી વિલાસી તરફની ફરજ વચ્ચે નિર્મળ કુમુદસુંદરીના મનમાં ઝઘડો ચાલ્યો હતો અને તેજ નિરાકરણમાં અત્યારે વેનું કાળજું કોરાતું હતું.

કર્ણસિંહ રસિક દુર્ગમાં રહ્યા છે એવી બાબતની વિલાસીને ખબર પડી હતી અને તેઓ મિત્રો હોવાથી એ બનવું શકય છે એ વિચારથી તેના મનમાં કોઇ પણ પ્રકારના વ્હેમનો ભાસ થયો નહોતો.

શનીવારે લગ્ન થવાનું છે તે વાતની એ ચાર જણ શીવાય કોઇને ખબર નહોતી અને જો કે ઉદયસિંહે કુમુદના હાથની માગણી કરી છે તે વાતની વિલાસીને ખબર હતી છતાં વખત આવે જોઇ લેવાશે એ વિચારથી તે નિશ્ચીત હતો.

બુધવારની સ્હાંજ પછી કુમુંસુંદરીએ પ્રિત ચિન્હ દર્શક ગુલાબનું ફુલ બ્હારીમાંથી સરોવરની સપાટીપર નાંખ્યું નહોતું. તેમજ બ્હારીમાં સંયોગ દર્શક ગોટો પણ મુકયો નહોતો એટલુંજ નહિ પણ બે દિવસના આખા અરસામાં તે બ્હારીસામું પણ કુમુદસુંદરીએ જોયું નહોતું તેથી વિલાસીને પોતાના મનમાં અન્તરમાં રમણ કરતી રમણીનાં દર્શન પણ થયાં નહોતાં છતાં તે પોતાનાં જાતિ સ્વભાવ પ્રમાણે કાંઇ કાર્ય કરવામાં રોકાઇ ગઇ હશે એ વિચારથી તે સંશય રહિત અને આંનદીહતો.

સાંજના સાતેક વાગ્યાના શુમારે હમેશની માફક પોતાની પ્રિય નૌકામાં બેશી સાથે જાળના લેતાં, મજબુત દોરડાને લોઢાની બિલાડીબાંધી સંગ્રહપેટી હાથ કરવાનો યત્ન કરવા અને તેમ કરતાં બે દિવસથી નહી જોએલ પ્રિયાનું વદન કમળ નિરખવાની આશાએ વિલાસી નીકળ્યો; અને સરોવરની મધ્યમાં આવી પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયેલો ઘડીમાં બીલાડી સરોવરમાં નાંખી ખેંચી જોતો. ઘડીમાં કુમુદસુંદરીની નામાંકિત બ્હારી સ્હામી દષ્ટી કરતો આમતેમ ફરવા મડયો.

રસિકદુર્ગના અંદરના ભાગમાં દ્રષ્ટી કરીએતો લગભગ સ્હાડાસાતના અરસામાં ઉદયસિંહ વરરાજાને છાજતાં ઉત્તમ—ભપકાબંધ—અને લ્હેરી

પોશાગમાં આવી ઉભો રહ્યો. તેની પાછળ તેનાથી ઉતરતા પણ સુંદર પોશાગ પ્હેરી બે ચાકરો આવ્યા હતા જેમાંના એકની પાસે રૂપાના થાળમાં કુમુદસુંદરીને અર્પણ કરવાના ઉત્તમ વસ્ત્રો તથા અલંકારો હતા અને બીજા પાસે લોઢાની ફેશનેબલ રીતે રંગેલી એક નાની પણ મજબુત પેટી હતી.

ઉદયસિંહનું આવી રીતે આવવું થતાંજ રસિકભવનના નોકર ચાકરોને લગ્નની ખબર પડી અને વાત જાણુતાંજ તે અચંબામા ગરકાવ થઇ ગયા.

થોડી વારમાંજ ટીલાં ટપકાં કરી, બગલમાં બેચાર પોથીઓ મારી આગળથીજ ખાનગી રીતે આમંત્રણ કરાયલા જોશી મ્હારાજ આવ્યા અને કન્યાને શણગાર સજાવવાનો હુકમ કર્યો.

કુમુદસુંદરીની માનિતી દાસીએ ત્હેને તરેહવાર વસ્ત્રાભુષણો સજાવવા માંડયા પણ કુમુદસુંદરી મનની અસાધારણ સ્થિતિ તનનું અનિયમિત વલણ તથા ચંદ્ર વદનની ઝાંખી કાન્તી જોઇ આ પોશાગ સારો લાગે છે. આ ઘરેણાં ઉતમ શોભા આપેછે વિગેરે સુશ્રુષાનાં વાકય વદવાનું તેને સુજયું નહી. કુમુદસુંદરી પણ મૌનજ રહી.

ઉદયસિંહ વિગેરે પુરૂષ વર્ગ પછી દીવાનખાનામાં જ્યાં સર્વ ક્રીયા કરવાની ગોઠવણુ થઇ ગઇ હતી ત્યાં ગયો. કર્ણુસિંહના મનનો અંદર ચિત્ર વિચિત્ર તરંગો આવતા હતા તેનુ હૃદય કાનાજીની રાહ જોવાથી અસ્થિર બન્યું હતું. ને પ્રત્યેક પલ સોનાની જતી હતી અને કાનાજી યોગ્ય વખતે રાજા શિલાદિત્યપર પોતે મઓલી ચીઠીનો ઉત્તર લઇ વખતસર નહિ આવે તો અર્થનો અનર્થ થઇ જવાની ધાસ્તિથી કર્ણુસંહને કાંઇ ચેન પડતું નહોતું.

સર્વ તૈયારી થઇ ગઇ છે એમ જાણી રસિકચંદ્રે મહારાજને ક્રિયા શરૂ કરવા આજ્ઞા આપી અને તુરતજ કર્ણુસિંહે ઉભા રહો ઉતાવળા શું કામ થાઓછો. હવે કયાં નાશી જવું છે. સર્વ શાન્ત રિતે થશે. ઉતાવળા સો કુબ્હાવરા. કહેવત સર્વને કયાં ખબર નથી તે વીશે સાંભળો હું એક આ સમયને લગતી અને ઉપયોગી વાત કહું કહી ઉદયસિંહની મરજી વરૂદ્ધ પોતાનો અમુલ્ય વખત મન ધારેલ કામ પાર પાડવાના ઇરાદાથી કર્ણુસીંહેવાત કહેવી શરૂ કરી.

વાત સાંભળતાં સાંળતાં ઉદયસિંહ તે તરફ અણગમો લાવતો એમાં કાંઇ જાણવા જેવું નથી વિગેરે ખબરો કહેતો ઘણો ઉંચો નીચો

થયો પણુ કર્ણુસિંહે વાર્તા ચાલુજ રાખી. લગભગ વીશેક મીનીટ તો કહે-વામાં જતી રહી. છતાં કાનાજી જેના આવવાની કર્ણુસિંહ વર્સાદની માફક રાહ જોતો હતો, જેના આવી મળવાની આશામાં કર્ણુસિંહે વાર્તા ઉપાડી હતી, જેના વખતસર આવવાથી આ વાર્તાનું આખુ સ્વરૂપ બદલાઇ જાય તેમ હતું, તે કાનાજીનો કશો પત્તો લાગ્યો નહિ.

કર્ણુસિંહ નિરાશ થયો, વારંવાર તે રસ્તાપર તથા બારણા તરફ ઉત્સુક નજર નાંખવા લાગ્યો પણુ કાંઇ વળ્યું નહિ કાનાજી દષ્ટી મર્યાદામાં દેખાતોજ નહોતો.

ચાલો મ્હારાજ હવે ક્રિયા શરૂ કરો. ઉદયસિંહે રખે કર્ણુસિંહ વળી પાછળ કાંઇ વાત શરૂ કરી દેશે એવી ધાસ્તીથી મ્હારાજને હુકમ કર્યો; તેના જવાબમાં કર્ણુસિંહે ઉદયસિંહ? આપણા વંશ પરંપરાના ચાલ્યા આવેલા રીવાજ મુજબ ત્હમારે ત્હમારી ભવિષ્યમાં થનારી પત્નીને હસ્ત મેળાપ થતાં તમારા દરજ્જાને છાજતી ભેટ જે તમે તમારા માણુસો પાસે ઉપડાવી લાવ્યા છો તે ધરવી જોઇએ.

અરે તે તો હું ભુલી ગયો તેમાં શું તેને બોલાવવામાં આવે તો હું તો તરત તે પ્રમાણે કરવા તૈયાર છું. રૂપાના વસ્ત્રાલંકારના થાળ ને અડકતાં ઉદયસિંહે કહ્યું.

વારૂ ત્યારે આ લોખંડની પેટીમાં શું છે! કર્ણુસિંહે અજાણ્યા થઇને પુછ્યું.

કાંઇ નહી એ તો સેજ મારા પીતા અને રસિકચંદ્ર વચ્ચે લેવડ દેવડ થએલી તેનાં ખત પત્રો. તે તો લગ્ન થતાં વેંતજ અગાઉની ગોઠ-વણુ પ્રમાણે રસિકચંદ્રને સ્વાધીન કરવાનાં છે; અને તેમને હાથેજ તે ફાડી નંખાવવાનાં છે.

ત્યારે ત્હમને રસિકચંદ્રની પ્રમાણિકતા માટે વ્હેમ છે કે ક્રિય કર્યા પછીજ તે ત્હેમને હસ્તગત કરવાના છે, હુંતો એમ ધારૂંછું કે પ્હેલેથી જ તેમનું નીરાકરણુ કરી તે ખત પત્રો ફાડી નાંખી શુદ્ધ અં-તઃકરણે આ લગ્નની પવિત્ર ક્રીયા શરૂ કરવી જોઇએ કેમ રસિકચંદ્ર? કહી કરણુસિંહે રસિકચંદ્રને પ્રશ્ન કર્યો.

મ્હેં તો તે બધાના બદલામાં મ્હારી કુમળી કન્યાનો હાથ તેમને સોંપ્યો છે અને તે બાબતનું વચન તેમને આપ્યું છે. મ્હારૂં વચન પાળ-વાની મ્હારામાં પુર્ણુ સત્તા છે. પછી વિશ્વાસ રાખવો યા ન રાખવો તે

તેમની મરજીપર આધાર રાખેછે.

મ્હને આપનાપર પુર્ણ વિશ્વાસ છે. ત્યો ત્યારે આપની મરજી પ્રમાણેજ કરૂં કહી ઉદયસિંહે પેટી ઉઘાડી અને એક પછી એક ખત પત્ર વિગેરે કાગળો રસિકચંદ્રને આપતાં ત્હેણે ત્હેને દરેક વાંચી જોઇને ફાડી નાંખવા કહ્યું.

રસિકચંદ્ર શાથી પોતાનો મિત્ર કર્ણસિંહ આ પ્રમાણે કરેછે તે જાણ્યા વગરજ પોતાના હાથમાં આવેલ દરેક દસ્તાવેજ વાંચીને ફાડી નાંખવા લાગ્યો એક, બે, ત્રણ, ચાર, પાંચ, એમ દરેક દસ્તાવજ એક પછી એક ફાટતાં તેના કાગળો જમીનપર પડવા મંડયા. અને છેલ્લા દસ્તાવેજના ચુરા થતાંજ ઉદયસિંહે કાંઇ ત્હેમની નજરથી રસિકચંદ્ર સ્હામું જોયું.

રસિકચંદ્રની મુખમુદ્રા શાન્ત હતી. તેનું હૃદય નિષ્કપટી હતું—અને તે બાબતની ઉદયસિંહને ખાત્રી થતાં તેણે શુકલને કહ્યું. મ્હારાજ ચાલો હવે ક્રિયા શરૂ કરો. હા મ્હને કાંઇ વાંધો નથી કહી મ્હારાજે કુમુદસુંદરીને બેલાવવાની આજ્ઞા કરી. તે આવી, તેનું વદન શાન્ત દેખાતું હતું. આવતાં વાર કર્ણસિંહના ચ્હેરાપર દ્દષ્ટી પડતાં તેના દેખાવ ઉપરથી તેના હૃદયમાં કાંઇ આશાજનક ચીન્હ દેખાયાં. બીજી વાર કુમુદસુંદરીએ કર્ણસિંહ સ્હામું જોયું. કર્ણસિંહ મૌનજ રહ્યા અને પોતાનું ધારયું ખોટું હશે જાણી કુમુદસુંદરીએ નીચે પડેલા કાગળના કડકાઓ ઉપર દ્દષ્ટી નાખી.

બ્હેન ઉદયસિંહે મ્હારી અને તેમના પિતા વચ્ચેની લેણદેણનો સર્વે હીસાબ મ્હારાપર વિશ્વાસ રાખી ત્હારો હસ્ત મેળાપ થતાં પુર્વેજ ફાડી નંખાવ્યો છે તેના તે કડકાઓ પડયા છે.

ઉપરના શબ્દો સાંભળતાંજ કુમુદસુંદરીમાં અવનવો ફેરફાર થઇ ગયો તે બોલી—ત્યારે શુ મ્હારે એમજ સમજવાનું છે પિતાજી, કે મ્હારેજ હવે, ઉદયસિંહના બે વચનમાંથી એક પુર્ણ કરવાનું બાકી રહ્યું છે ?

હા બ્હેન પણ હું નથી ધારતો કે તે વચન પુર્ણ કરવામાં તું કાંઇ આનાકાની કરશે.

પિતાજી જે યોજના પાર પાડવાને માટે ત્હમે મ્હારી મરજી વિરૂધ આ લગન કરાવવાના હતા તે યોજના પાર પડી ગઇ છે.

ત્હમારી વૃદ્ધાવસ્થામાં હવે તમને આ ભવનમાંથી કોઇ કાઢી શકનાર નથી. હવે ત્હમારી જગમાં આબરૂ બે આબરૂ થનાર નથી તો—

ત્યારે આ પરથી મ્હારે એમજ સમજવાનું કે મ્હારી મુર્ખાઇ માટે

મ્હારેજ પસ્તાવાનું થશે અને હાથમાં આવેલું મ્હારૂં રત્ન જતાં રસિકચન્દ્ર પણ પોતાનો બોલ—કોલ—તોડશે ?

ના ના મ્હારી કુમુદ એમ કરશેજ નહિ. શાન્ત થાવ ઉદયસિંહજી, પિતાજી ત્યારે હજુ પણ તમે ત્હમારી ઇચ્છા પુર્ણ થયા છતાં મ્હને મ્હારી મરજી વિરૂદ્ધ આ યુવક સાથે પરણાવવા માગોછો તો પરણ્યા પછી જે કૃત્ય હું કરવાની છું તે હમણાં જ કરી લઉં તો શું ખોટું કહી કુમુદસુંદરીએ ધીમે પગલે મ્હારી તરફ જવા માંડયું.

જતે ક્ષણે સરોવરની સપાટીપરથી ખુશીનો એક પોકાર સંભળાયો. કુમુદસુંદરીએ મ્હારીમાંથી પોતાના પ્રિયતમની નૌકા, તેમાં બળતો દીવો તથા તેની મનોહર આકૃતી જોઇ. નિઙાળી અને ખુશીના પોકારનો શ્રવ શાન્ત થયો તેજ વખેતે જેને હું અત્યારે જોઉંછું તેને કદી જોવાની નથી એમ ધારતી કુમુદસુંદરી હા ! પ્રિયતમં ! ! એમ ચીસ નાંખતી મ્હારીમાંથી એકદમ સરોવરના અગાધ જળમાં પડી.

અરરર આ શું કર્યું એમ સર્વના મુખમાંથી નીકળતાજ કર્ણસિંહ મ્હારી આગળ ધસ્યો નીચે જોયું સર્વ સ્થળે આકાશ ઘેરાયલું હોવાથી અંધકાર માલમ પડયો છતાં હલેસાંના અવાજથી આવતી મદદનું ભાન થતાં જ તે તુરત પગથીઆં ઉતરી કીનારે આવી પહોંચ્યો. અને જલદી હલેસાં મારો નૌકા આંહીં લાવો આહીં લાવો બિચારીને કોઇ બચાવો, ના પોકાર મારવા મંડયો.

નિરાશાથી, એકાએક આ શું થઇ ગયું, ના વિચારથી બેભાન થઈ ગએલ રસિકચંદ્ર પૃથ્વીપર ઢળી પડયો. અને હાય ! અનેપૈશા પદ્મિણી જેવી પદ્મા પણ ગઇ એ વિચારથી બીજી મ્હારીમાં ઉદયસિંહ સ્થીર થઈ ગયો.

ત્વરિત ગતિમાં આવતી નૌકા જોતો સરોવરની સપાટીપર આતુર નજર નાંખતો કર્ણસિંહ ઉભો હતો એટલામાં કાનાજીએ આવી તેને પ્રણામ કર્યો કોણ કાનાજી સર્વ શ્રમ હવે વૃથા છે. કર્યું કારવ્યું ધુળ મળી ગયું છે. કુમુદસુંદરીએ આતમઘાત કર્યો છે તે સરોવરમાં પડી છે. વિગેરે ટુંક વાકયોમાં કર્ણસિંહે કાનાજીના પ્રણામનો ઉત્તર વાળ્યો, અને ગમગિનીમાં સ્થીર ઉભો એટલામાં સરોવરની સપાટીપરથી અરે આ શું ? ? કુમુદ-સુંદરી ? ? ?

શબ્દરૂપણ સંભળાયા અને કર્ણસિંહે પોતે ઉભો હતો ત્યાંથી બત્રીસેક વારને

છોટનૌકા તથા તેમાં બળતા દિવાથી મનુષ્યની વાંકી વળતી આકૃતી દીઠી.

ચીન્તા ના કરશો તે જીવેછે. જીવેછે વિલાસી ખુશનુમાપોકાર વિલાસીના મુખમાંથી નીકળ્યો અને બીજી ક્ષણે પાણીથી લથડ પથડ થઇ ગએલ વિવાહના લુગડાંથી શણગારાએલી અને ધીમે ધીમે સ્વાસ લેતી કુમુદસું-દરીને વિલાસીએ પોતાના નૌકામાં લઇ લીધી.

તે જીવે છે? જીવેછે ચાલો પ્રભુએ સહાય કરી ખુશીના અવાજથી કર્ણસિંહ બોલી ઉઠયો અને ઉદયસિંહે તે સાંભળતાં પોતાની પ્રિયા પોતાને મળશે એ આશાથી કુમુદસુંદરી જીવે છે. જીવે છે જીવે છે એમ વારંવાર બે ભાન થએલા રસિકચંદ્રને સંભળાવી આસ્વાસન કરી શીતોપચાર કરી તેને બેભાન અવસ્થામાંથી જાગૃત કર્યો. આંખો ઉઘાડતાંજ રસિકચંદ્ર તે જીવે છે? પ્રશ્ન કર્યો કહી ઉદયસિંહે હાજી તે જીવે છે કહી ઉત્તર આપ્યો. અને દીનમુખે રસિકચંદ્ર દિકરી ત્હને આ શું સુઝયુ. આ શું સુઝયું બોલતાં બોલતો રડી પડયો.

આ શું સુઝયું? તે પ્રશ્નનો તું પોતેજ વીચાર કરની. સ્હેજ ચ્હી-ડાતાં કરડાકીમાં અંદર આવતાં વારંજ કર્ણસિંહે ઉત્તર આપ્યો. હૃદયમળ્યા શિવાય સ્વાર્થ સાચવવા આરભેલા લગ્નતુંજ એ પરીણામ હતું અને પાછળથી પસ્તાવો શા કામનો.

તેજ ક્ષણે લથડ પથડ થઇ ગએલી પણ પ્રફુલ્લિત વદન કમળ થએલ કુમુદસુંદરીને ઉચકી વિલાસી અંદર આવ્યો અંદર આવતાં વારંજ કુમુદસુંદરીએ કર્ણસિંહને કહ્યું મ્હારા પિતાને મ્હેણાં મારશો નહિ આ પગલુ મ્હેં મ્હારા સ્વાર્થ માટે નહિ પણ પાછળથી હું ના પરણતાં ઉદય-સિંહ મારા પિતાને મેણાં મારે નહિ એટલા માટેજ મ્હેં ભર્યું હતું.

કુમુદ શાબાશ છે. ધન્ય છે ત્હારી ટેકને તથા ત્હારી રખાવટને; વિલાસી એને આ કોચમાં સુવાડો કુમુદસુંદરીને ઉચકીને ઉભેલા વિલા સીને કર્ણસિંહે કહ્યું, અને તેમ કરતાં વિલાસીએ હવે થવાનું હોય તે થાઓ એમ મનમાં વિચારી હૃદયમાં ઉદય થએલા અત્યંત પ્રેમાલિંગનને વશ થઇ કુમુદસુંદરીના નિર્મળ કપાળમાં એક ચુંબન કર્યું,

આ જોતાંજ રસિકચંદ્રની આંખમાં ખુનસ ભરાઇ આવ્યું ને તે ક્રોધ કરી બોલ્યો વિલાસી જો કે ત્હેં કુમુદનો જીવ બચાવ્યો છે તે છતાં ત્હેં જે છુટ લીધી તે લેવાની ત્હને બીલકુલ સત્તા નહોતી નાદાન ત્હેં શું કર્યું.

ગમાર વિલાસી અન્ય સ્ત્રીને ચુંબન કરતાં શરમાતો નથી. મુર્ખ મ્હારે ત્હને શું સભ્યતા પણ શીખવવી પડશે ?

ક્રોધથી લાલચોળ થઇ જતા ઉદયસિંહે કહ્યુ.

હેવાન છેલ બટાઉ છોકરા તું શું મને સભ્યતાથી શીખવવાનો હતો. સભ્યતા શું છે એ વીખવાનો હવે ત્હારેજ સમય આવ્યો છે; એશકય વિગેરે વાકયો ઉદયસીંહને કહી તુરત આવેશમાંજ તે રસિકચંદ્ર તરફ ફર્યો અને હું નથી ધારતો કે આ કોમળ કન્યાના હજી પણ તેની મરજી વિરૂદ્ધ તમે આ નીચ સાથે લગ્ન કરવા માગતા પ્રશ્ન કરી જવાબની રાહ જોતો ઉભો.

ના કરવાના હોય તો મારા પૈશા રસિકચંદ્રની સત્તા હોય તો ડાબે હાથે ફેંકીદે અને પછી એમને યોગ્ય લાગે તેની જોડે પોતાની કન્યાને પરણવો કહેતાં પ્રફુલીત મને ઉદયસીંહે ખોંખારો કરી પોતાની મુછપર હાથ ફેરવ્યો અને જો કે મેં મારા ખત પત્રો હમણાંજ કાઢી નાંખ્યાં છે છતાં મારી પાસે સાક્ષી પુરાવા છે હું ફરીઆદી કરી પૈશા લઇશ કહી વાકય પુરૂ કર્યું.

નીચ અને બદમાશ ઉદયસિંહ આપની પાસે કેટલા રૂપીઆ માગે છે રસિકચંદ્ર ? વિલાસીએ પ્રશ્ન કર્યો.

કહીદો રસિકચંદ્ર હું કેટલા પૈશા માગું છું તે-કારણ ભીખારી જેવી સ્થીતીમાં રહેતા પણ વિલાસમય વિલાસીને રકમ ત્હમારેખાતર મને ખખડાવી આપશે. કરડાકીમાં ઉદયસિંહે કહ્યું.

રસિકચંદ્ર શાન્ત ઉભો હતો તેને આ કેટલા પૈશા માગે છે દયા કરી બોલો રસિકચંદ્ર વિલાસીએ બીજીવાર પ્રશ્ન કર્યો કેટલા કેટલા શુ કરે છે લેને હુંજ કહું. હૈયું હાથ રાખજે—**સાતલાખ બત્રીસ હજાર સાતસેં ને પીસતાળીસ** દરેક અક્ષરપર ભાર મુકતાં મુકતાં ઉદયસિંહત બોલ્યો.

આ કહે છે તે ખરીવાત છે રસિકચંદ્ર શાની મને વિલાસીએ પુછયું ?

હા હા. હા પણ આમ શું કામ પ્રશ્ન કરો છો અચેકાતાં અચકાતાં રસિકચંદ્ર કહ્યું.

ભાઇ સાહેબ તે ગંજાવર રકમ પોતાની તર તીજોરીમાંથી ખખડાવી દેવાના મશ્કરીમાં ઉદયસિંહ બોલ્યો.

હા હા મ્હારી પ્રભુ કૃપાથી તર થએલી તીજોરીમાંથી ત્હારી એ ગુંજાવર પણ મ્હારે મન નજીવી રકમ હું ખખડાવી દેવાનોછું.

આ રીતે ઉદયસિંહે તેમજ રસિકચ આતુરતાથી પ્રશ્ન કર્યો.

આ રીતે કહી વિલાસીએ તેજ વખતે અંદર એક પેટી ઉચકી આવતા ચાકરો તરફ આંગળી કરી.

વાંચનારને ખબર હશે કે કુમુદસુંદરી સરોવરમાં પડયા પહેલાં તેની સપાટીપરથી ખુશીનો પોકાર સંભળાયો હતો. તે અવાજ વિલાસીનો હતો અને પોતે નાખેલી બીલાડી કડાની મદદથી સરોવરને તળીએ ગએલી સંગ્રહપેટી લગભગ બાવીશ વર્ષે ઉપર આવી હતી તેથીજ તે ખુશીનો પોકાર તેના મુખકમળમાંથી નીકળ્યો હતો.

સંગ્રહપેટી જોતાં જ અરે પ્રભુ આ હું શું જોઉછું સ્વપ્ન તો નથી. વિગેરે ઉદ્દગારો રસિકચંદ્રના મુખમાંથી નીકળ્યા.

નાજી સ્વપ્ન નથી આ સંગ્રહપેટીમાં દસ લાખ રૂપીઆનું સુવર્ણ ભરેલું છે અને તેમાંથી તમે આનાદાન નીચ, છાકટા છેલ બટાઉ ઉઠાઉ અધમ ઉદયસિંહનું માગતું ખુશીથી પતાવી દો. વિલાસીએ કહ્યું. પણ ત્હમે ત્હમે ત્હમે કોણછો કોણછો : ત્હમે વિલાસી નહિ પણ કોઇ અન્ય કોઇછો લથડ તે અવાજે રસિકચંદ્ર પુછયું.

હું-હું કોઇ નહી-કોઇ નહી પણ મણીપુરના વિલાસભવનમાં રહે તો દીન વિલાસી બીજો કોણ હોઇ શકું; અરે પ્રભુ યોગ્ય સમય આવી પહોચ્યો છે. રસિકચંદ્ર ત્હારી શંકા હુંજ નિવારણ કરી શકું. વિલાસી બીજો કોઇજ નહિ પણ કેશવચંદ્ર જેના ભવનનો તું ભોક્તા થયો છે. તેનો તેજ કેશવચંદ્રનો આજથી લગભગ બાવીશ વર્ષ પર સંગ્રહ પેટી સાથેજ અલોપ થએલો એકનો એક પુત્ર કુસુમશર છે.

શું વિલાસી તેજ કુસુમશર કેશવચંદ્રનો પુત્ર કુસુમશર તો રાજ્ય દ્રોહના ગુન્હા માટે પવિત્ર મ્હારાજા શિલાદિત્યની આણથી ત્હેને હું મ્હારો બંધીવાન કરૂછું. ઉદયસિંહે આવેશમાં આવી જઇ કહ્યું. "તે કરવાની ત્હને સત્તા નથી, જો આ મહારાજા શિલાદિત્યનું માફી પત્ર રાજ્ય મ્હોર તથા સહી સાથે" કહી કહુસિંહે કાનાજી સાથે મહારાજા શિલાદીત્યને મોકલેલા ચીઠીનો આવેલો પ્રતીઉત્તર સર્વના દેખતાં ઉદયસિંહના હવે ભીન્ન થએલા વદન સ્હામે ધર્યો, ઉપર લખેલ બનાવ કેમ બન્યો તે બાબતમાં વાંચકવૃન્દનીજાણ સારૂં કેટલોક ખુલાસો કરવાની જરૂર છે.

સર્વને સારી પેઠે યાદ હશેકે પ્રથમ પ્રકરણમાં કેશવચંદ્ર પોતાની પ્રિયા પુત્ર તથા સંગ્રહપેટી પોતાના સાળાને સોંપી સર્વને વિદાય કર્યા હતા. સરોવર

રાના મધ્ય ભાગમાં આવતાં કાવત્રું પકડાયું લડાઇ થઇ. નૌકા ઉંધી વળી અને સર્વેનું શું થયું તે જણાયું નહોતું. ખરી વાત છે કે કેશવચંદ્રની પત્ની, અન્ય સાથીઓ તથા સંગ્રહપેટી નૌકા ઉંધી વળતાંજ તળીએ બેઠાં હતાં પણ કેશવચંદ્રનો સાળો જે એક ઉત્તમ તરનાર હતો તે પોતાના માના ભાણેજને લઇ જેમ તેમ કરી તરતો તરતો કીનારે આવી પહોંચ્યો હતો. દુર દેશાંવરમાં નીકળી જઈ હજારો સંકટો વેઠી તેણે પોતાના ભા-ણેજને વિલાસી નામ આપી પોતાના બાળકની પેઠે ઉછેર્યા હતો.

જ્યારે પોતે મરવા પડયો ત્યારે તેણે વિલાસીને પોતાની પાસે બો-લાવ્યો અને તેના તથા તેના પિતા સંબંધની પ્રથમ પ્રકરણમાં વર્ણવેલી અથથી તે ઈતિ સુધી વાર્તા કહી સંભળાવી વિલાસી પોતાનો પુર્વ વૃતા-ન્ત સાભળી આશ્ચર્યમાં ડુલી ગયો અને મરણ પામેલા પોતાના મામાની ક્રિયા કરી પોતાની જન્મભુમી પોતાના બાપનો વિશાળ મહેલ વિગેરે જો-વાના ઇચ્છાથી મણીપુરમાં આવી વસ્યો હતો. મોતીસરોવરનું પોતાના પિતાના મહેલનું વારંવાર અવલોકન કરતાં ખોવાએલી અને વ્યાજબીરીતે પોતાની સંગ્રહપેટી હાથ કરવાના ઇરાદાથી તેણે નૌકા ખરીદ કરી તે સં-ગ્રહપેટી મેળવવાનો શ્રમ ચાલુ રાખ્યો. અને તેમ કરતાં કરતાં બીજા પ્રક-રણમાં બતાવ્યા પ્રમાણે કુમુદસુંદરીનો પ્રાણ બચાવતાં તેની સાથે પ્રેમ બંધાયો.

સંગ્રહ પેટી જડતાં રખે રસિકચં વચમાં પડી તેમ આવી પડે ભયમાંથી મુક્ત થવા મહારાજા શિલાદિત્યને પોતાનો પોતાના મામાએ ક-હેલો અથથીને ઇતિસુધીનો વૃતાન્ત દ્વારા તેણે મળ્યો અને પોતાના ફક્ત પિતા ધન્ય માટે મારી ચાહી પોતાને એક નિમક હલાલ પ્રજા તરીકે ગણવા માટે તેને મારા મહારાજા શીલાદિત્યને એક વિંનતી પત્ર મોકલ્યો.

આપરથી તે બાબતની ખરી ખાત્રી કરી વિલાસી સંબંધમાં ચોકશી કરવા મહારાજા શિલાદિત્યે કર્ણસિંહને મોકલ્યો હતો કર્ણસિંહનો તથા વિ-લાસીનો મેળાપ ક્યાં અને કેવી રીતે થયો તે વાંચનારને યાદ હશે. તે ઉ-પરથીજ કર્ણસિંહનું કાનાજી પ્રત્યે "આપણે જે યુવકની શોધમાં છીએ તે આજ" વિગેરે બોલવું થયું હતું. વાત કરતાં કરતાં તથા ચોથા પ્રકર-ણમાં વર્ણવેલ નિતોસીની પ્રેમી ચેષ્ટાઓથી કર્ણસિંહને વિલાસીના અને કુ-મુદસુંદરી વચ્ચેના શુદ્ધ પ્રેમીના ખબર પડી ગઇ હતી; તેથી અને જ્યારે રસિકચંદ્ર કુમુદસુંદરીનો ભવીષ્યનો પતિ કહી ઉદયસિંહ નો કર્ણસિંહ સાથે

મેળાપ કરાવ્યો ત્યારથી તેનો નીચ સ્વભાવ જોઇ કર્ણસિંહ ને કુમુદસુંદરીને
તથા વિલાસીનું રૂડું બનાવવાની ઉત્કંઠા વધી અને તેટલાજ માટે કાનાજીને
મોકલી તેને ચાર માહી મંગાવી કુમુદસુંદરી સાથે પરણાવી સર્વ રીતે વિલા-
સીને સુખી બનાવવાની ધારણા કર્ણસિંહ મનમાં ઉત્પન્નથઇ હતી કાનાજી
ના આવવાથી કર્ણસિંહનું મન શા માટે ઉચું થયું હતું તે વાંચનાર તે
હવે સ્હેજે સમજાશે.

વિલાસીને તેના મનમાંથી કહ્યું હતું કે શિલાદિત્યનો કોપ તેના પિતા
કેશવચંદ્રપર લાવનાર બીજો કોઇ નહિ પણ પોતાનું ભલું કરવા ઇચ્છા
રાખનાર રસિકચંદ્રજ હતો છતાં પોતાના સુશીલ જાતિ સ્વભાવ પ્રમાણે
આ વખતે તે બાબતનો જરા પણ ઇસારો તેણે કર્યો નહોતો.

ઉદયસિંહને પોતાનું રસિકચંદ પાસે માગતું લ્હેણું મળ્યું. રસિકચંદ્રને
વૃધ્ધાવસ્થામાં જે મેહેલના તે કેટલા ભાગનો હતો. તે મેહેલમાં રેહવાનું
મળ્યું આપણી પ્રેમાવેશમાં દુઃખી પણ અન્તે સુખી થએલી પોતાના મ-
નમાં દ્રઢ રહેલી કુમુદસુંદરી પોતાના મન ગમતો સ્વામી મળ્યો એટલે કહે-
વાની જરૂર નથી કે રસિકચંદ તેજ દિવસે પોતાની કન્યાનો હાથ વિલા-
સીને એટલે હાલમા પ્રસિધ્ધીમાં આવેલ કુસુમશરને સોંપ્યો પ્રેમી યુગ્મ
અરસપરસ સુખી થયું; અન્ય ને સુખી કર્યા અને મૈત્રી સરોવરની મધ્ય
કરીપઆવેલ રસિક દુર્ગમાં મણીપુરના વિલાસી બાળનો સદાને માટે
ત્યાગ કરી કુમુદસુંદરીનો કુસુમશરની કાન્તી સમાન કાન્તીવાળો કાન્ત
કુસુમશર પોતાની મનોહારિણી પ્રિયા કુમુદસુંદરી સાથે આનંદમાં દિવસ
નિર્ગમન કરવા લાગ્યો.



